# બંધુ અંબુભાઈના પત્રો



: પ્રકાશક :

ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ

# બંધુ અંબુભાઇના પત્રો



ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ

: અર્પણ :

ગુજરાતનું
નવનિર્માણ કરવા મથતા
નવજુવાનોને સપ્રેમ



# પ્રકાશકની નોંધ

વ. બં. અંબુભાઈનું પત્ર સાહિત્ય આજ પહેલાં ગૂજરાત સમક્ષ 'પથિકના પત્રો' એ નામે ત્રણ ભાગમાં પ્રગટ થઈ થઈ ચૂકેલું છે. આ સંગ્રહ તે બધા પત્રોથી જુદો છે અને વ્યાયામ પ્રવૃત્તિનું એક અંગ છે. એ પ્રવૃત્તિ પાછળ રહેલાં આદર્શ, ભાવના અને કાર્ય પદ્ધતિનું સ્પષ્ટ દર્શન આ પત્રોમાં થાય છે. વ્યાયામમંદિરોમાં ભાગ લેતા અને તેને આગળ ધપાવવા મથતા વિદ્યાર્થીઓને અને કાર્યકર્તાઓને પ્રતિઉત્તરરૂપે લખાયેલા સેંકડો પત્રોમાંથી ૩૦ પત્રો આ સંગ્રહમાં આપેલા છે.

વ. બં. અંબુભાઈએ ઈ. સ. ૧૯૧૭ના અરસામાં નડિયાદમાં વ્યાયામમંદિર શરૂ કરી ગૂજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિને પ્રસરાવવાનાં બીજ રોપ્યાં. તેમની વિશિષ્ટ કાર્ય પદ્ધતિથી ઘડાયેલા વિદ્યાર્થીઓને તેની જવાબદારી સોંપી બે વર્ષ પછી તે અમદાવાદ ગયા. ત્યાંથી ભરૂચ ગયા, છતાં ય એક સ્થળેથી બીજે સ્થળે ગયા પછી આગલા સ્થળના વિદ્યાર્થીઓની સાથે પોતાના સહવાસ-સંબંધની સાંકળ જોડી રાખવા માટે દર અઠવાડિયે વડોદરા, નડીઆદ અને અમદાવાદ આવતા અને વચ્ચે વચ્ચે પત્રો પણ લખતા.

વ. બં. અંબુભાઈએ વ્યાયામનું કાર્ય જાહેર રીતે ઈ. સ. ૧૯૧૬થી ઈ. સ. ૧૯૨૩ એટલે ૭ વર્ષ જ વિદ્યાર્થીઓમાં ગૂજરાતનાં મુખ્ય મુખ્ય સ્થળે રહીને કાર્ય કર્યું. (ખરું જોતાં કામની શરૂઆત ૧૯૧૦થી વડોદરામાં થઈ હતી.) ૭ વર્ષ સુધી એમને પોતાની જાતને તથા સાથીઓને તૈયાર કરવાની તક મળી હતી. છતાં તેટલા ટૂંકા વખતમાં વિદ્યાર્થીઓના જીવનમાં

તેમણે ઉંડાં બીજ નાખ્યાં હતાં. અને સાથીઓને તે કાર્ય માટે તૈયાર કર્યા હતા. અને તેમની ગેરહાજરીમાં તૈયાર થયેલા સાથીઓ વ્યાયામ પ્રવૃત્તિને આગળ ધપાવતા હતા. તે ગૂજરાત છોડીને પાંડીચેરી ગયા પછી પણ તેમની સાથે તેમના સાથીઓનો અને વિદ્યાર્થીઓનો વ્યાયામ પ્રવૃત્તિ અંગે પત્ર સંબંધ જળવાઇ રહેલો. આ સંગ્રહમાં પ્રગટ થયેલા મોટા ભાગના પત્રો પાંડીચેરીથી લખાયેલા માલમ પડશે. એમાં છેક ઈ. સ. ૧૯૨૦થી ૧૯૩૯ સુધીના પત્રોનો સમાવેશ કરેલો છે. કેટલાક એમ માને છે કે વ. બં. અંબુ-ભાઇએ પાંડીચેરી જઇને વ્યાયામ પ્રવૃતિ છોડી દીધી છે, પણ આ સંગ્રહના પત્રો વાંચતાં જણાશે કે ત્યાં રહીને પણ તેમણે સલાહ અને દોરવણી આપેલી છે.

આ પત્રો વ્યાયામની પ્રવૃત્તિ કરનારાઓને પ્રેરણાદાયક અને જીવનમાં માર્ગદર્શક નીવડેલા છે એ સાબીત થઇ ચૂકેલી વાત છે. પણ ગમે તે જાતની રચનાત્મક પ્રવૃત્તિ કરવાની ખ્વાહેશ ધરાવનારા વિદ્યાર્થીઓ કે જુવાનોને તેટલા જ માર્ગદર્શક નીવડશે એવો વિશ્વાસ છે.

વ્યાયામમંદિરમાં એક બીજાને સંબોધન અર્થે ' બંધુ ' શબ્દ વપરાતો અને પરસ્પર બંધુભાવ પ્રસરતો હતો, તેનું તે સૂચક હતું. એટલે આ પુસ્તકનું નામ ' બંધુ અંબુભાઇના પત્રો ' રાખ્યું છે.

દરેક પત્રને અંતે આવતું ' લિ. સ્નેહાધીન અંબુભાઇના નમસ્કાર ' એ કાઢી નાખ્યું છે. આ પત્રોને સંગ્રહી આપ-નાર શ્રી. મૂળજીભાઇ તલાટીનો તથા તેની નકલો કરી આપનાર વિદ્યાર્થીબંધુઓ અને સહકાર્યકરોનો આભાર માનું છું.

**કરાડી; ૧–૧૨–'૪૦** **મણિભાઈ પટેલ**

# પ્રસ્તાવના

વીસમી સદીનો પહેલો દાયકો એટલે ઇ. સ. ૧૯૦૦થી ૧૯૧૦ સુધીનો ગાળો આપણા દેશના ઇતિહાસમાં એક મહાન સીમા ચિહ્ન છે. એ સમયમાં લોર્ડ કર્ઝન હિંદના વાઈસરોય હતા. તેમના સમયમાં બંગાળાના ભાગલા પડ્યા અને તેથી દેશમાં દમન ચાલુ થયું. તેમના દમનને પરિણામે હિંદી પ્રજાને પોતાની દીન, હીન પામર અવસ્થાનું તથા પરતંત્ર દશાનું ભાન થયું અને એ આત્મ જાગ્રતિના પરિણામે સ્વદેશી અને સ્વરાજ્યની ભાવનાઓ પ્રકટી ઊઠી. બંગભંગને પરિણામે એક પ્રચંડ જાગ્રતિનું મોજું માત્ર બંગાળા પર જ નહિ પણ આખા હિંદ પર ફરી વળ્યું. તે સમયે કેટલાંય યુવાનહૈયાં દેશસેવાના પાકા રંગે રંગાયાં અને કેટલાય યુવાનોએ પોતાના હૃદયમાં વસતા અંતર્યામી સમક્ષ આજીવન દેશ સેવા કરવાની પ્રતિજ્ઞાઓ કરી.

સમગ્ર દેશ પર ફરી વળેલા આ પ્રચંડ આંદોલનની અસરથી ગુજરાત મુક્ત ન રહી શક્યું. ગુજરાતમાં પણ તે વખતે ઘણા યુવાનોનાં હૈયાં દેશભક્તિના રંગે રંગાયાં હતાં. અને નાની નાની ટોળીઓ જામતી જતી હતી. વડોદરામાં

૧૯૦૮ની સાલમાં એવી એક નાનીશી ટોળીના સમાગમમાં મારે આવવાનું થયું. તે મંડળી 'વકતૃત્વ શિક્ષણ સમિતિ'નું નામ ધરાવતી હતી. એમની એક સભામાં તેમના આમંત્રણથી પ્રમુખ તરીકે હું ગયો હતો. એ સમિતિના જુવાનોમાંના કેટલાયે બહુ જોસ ભર્યાં ભાષણો કર્યાં. મને તો ભાષણ કરતાં આવડતાં ન હતાં એટલે મેં તેમને સીધી એક વાત પૂછી કે 'તમે સૌ ઘરબાર છોડી, અનેક સંકટો અને યાતનાઓ વેઠવાની છે તેની ગણત્રી કરી, નિશ્ચયપૂર્વક અમુક કાર્ય કરવાનો ઠરાવ કર્યો છે. પણ માત્ર આવેશને વશ થઈ પ્રેરાયા છો. જો તમે માત્ર આવેશના માર્યા જીભનો રસ ઉતારતા હો, તો દેશ સેવાનો એક બીજો માર્ગ હું તમને બતાવું. એ માર્ગે જતાં તમારે સરકારનો, સમાજનો કે કુટુંબીઓનો વિરોધ નહિ કરવો પડે. એમાં ધનની પણ બહુ જરૂર નહિ પડે. એમાં જરૂર પડશે માત્ર તમારા હૃદયના સત્ય અને દૃઢ સંકલ્પની તથા તે સંકલ્પને અનુસરી જીવન જીવવાની ધૃતિની'. પછી મેં તેમને વ્યાયામ દ્વારા ગુજરાતની જનતાની ખાસ કરીને યુવાન-યુવતીઓની સેવા કરવાની યોજના સમજાવી.

એ યોજનાનો દેખીતો હેતુ તો ગુજરાતનાં યુવાન તથા યુવતીઓનાં શરીર વ્યાયામથી દૃઢ અને બળવાન બનાવવાનો હતો. પણ એ કાંઈ મારી યોજનાનો એકમાત્ર કે મુખ્ય હેતુ ન હતો. દેશમાં ક્રાંતિ આણવા માટે, સમાજના યુવાનોની નવઘટના કરવી જરૂરી છે. નવા આદર્શો, નવા વિચારો તથા નવા ઉત્સાહથી ભરેલા યુવાનો ઉભા થાય તો જ એ ક્રાંતિ શક્ય થઈ શકે છે. દેશને આઝાદ કરવા ખાતર જીવનની આહૂતિ હસતે મોંઢે આપી શકે એવા યુવાનોની દેશને

જરૂર હતી. અને એવા યુવાનો પેદા કરવા માટેનો આ એક રસ્તો હતો. યુવાનોને અનુકૂળ તથા ગમતી, તેમની સાહસિક વૃત્તિને જાગ્રત કરે તથા તેમનામાં નિડરતા લાવે એવી વ્યાયામ પ્રવૃત્તિ દ્વારા ઉપલો હેતુ સાધવાનો અમારો હેતુ હતો. મલ્લો કે પહેલવાનો તૈયાર કરવાનો હેતુ ધર અસલથી જ અમે સેવ્યો ન હતો. અમારે મલ્લો કે પહેલવાનો નહિ, પણ સુદૃઢ શરીરવાળા, ચારિત્રવાન, સાહસિક, નિડર અને ખડતલ દેશસેવકો તૈયાર કરવા હતા. નવસમાજની રચના કરવાની હોંસ ધરાવતી વ્યક્તિએ પ્રથમ પોતાની જાતને તેવા કામ માટે લાયક બનાવવી જોઇએ. એટલે આ યોજનામાં યુવાનોનાં ચારિત્ર કેળવવા પર ખૂબ ભાર મૂકવામાં આવ્યો હતો. આ બધાનો અર્થ એવો ન હતો કે અમે વ્યાયામની કળાના સ્વામી થવા ન હતા માગતા કે અમારે વ્યાયામની કળા હસ્તગત કરવાની પરવા ન હતી. એનો અર્થ એટલો જ કે વ્યાયામની કળાનું સ્વામીત્વ એ આ પ્રવૃત્તિનો એક માત્ર અથવા પ્રધાન ઉદ્દેશ ન હતો. આમ હોવાથી આ યોજનામાં શારીરિક કેળવણીની સાથે સાથે માનસિક કેળવણી તથા ચારિત્રના ઘડતર સાધવાના હેતુ વાળી પ્રવૃત્તિઓ પણ રાખવામાં આવી હતી. હાલની કેળવણી પદ્ધતિની ઉણપો અમે વ્યાયામ સંસ્થાઓ દ્વારા પૂરી કરવા ધારતા હતા. હાલની શાળાઓ તથા કોલેજોનાં શારીરિક શિક્ષણ, નૈતિક શિક્ષણ, હિંદી સંસ્કૃતિનો પરિચય, રાષ્ટ્રીય ભાવના વગેરે બાબતો પર દુર્લક્ષ કરવામાં આવે છે. એટલે એ બાબતો પર ખાસ લક્ષ આપવાનું અમે ધાર્યું હતું.

ટૂંકામાં અખાડો એ માત્ર શરીર બળ વધારવાની સંસ્થા

નહિ, પણ ઉપર જણાવેલાં વાતાવરણવાળી અને હાલની શિક્ષણ સંસ્થાઓ જે બાબતો પર દુર્લક્ષ કરે છે તેવી બાબતો પર ભાર મૂકતી કેળવણીની સંસ્થા છે. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળની પ્રવૃત્તિનું આ વિશિષ્ટ લક્ષણ છે અને તેનાથી જ એ બીજી વ્યાયામ સંસ્થાઓથી જુદું તરી આવે છે.

૧૯૦૮માં વડોદરા મુકામે ઉપરના આદર્શો તથા હેતુઓને મૂર્તિમંત કરવા માટે 'શ્રી લક્ષ્મીનાથ વ્યાયામ શાળા' નામની વ્યાયામ શાળા ઉભી કરવામાં આવી. એમાં કામ કરતા યુવાનોએ ઉપર જણાવ્યું તેવું વાતાવરણ જમાવ્યું, અને એ વાતાવરણને યોગે કેટલાય યુવાનોએ નવજીવનની દીક્ષા લીધી અને પ્રચારકના ઉત્સાહભર્યા જુસ્સાથી વ્યાયામનો પ્રચાર ગુજરાત ભરમાં કર્યો.

આ નવા વાતાવરણમાં તૈયાર થયેલા યુવાનોમાં શ્રી. અંબુભાઈ સૌથી વધારે તેજસ્વી અને ધ્યાન ખેંચે એવા થયા. આ યોજના શરૂ થઈ ત્યારે તેમની ઉમર બાર-તેર વર્ષની હતી. હું તે વખતે બાવીશ વર્ષનો હતો અને યુવાનીના પૂર બહારમાં હતો. મારી સમગ્ર શક્તિઓ મેં ચિ. અંબુભાઇને કેળવવા પાછળ અને ઉપર દર્શાવેલાં આદર્શ દૃઢ રીતે તેના જીવન પર છાપવા પાછળ કેંદ્રિત કરી. કારણકે એની દ્વારા આ યોજનાનો ફેલાવો થાય એવી મારી ઇચ્છા હતી. એ ઇચ્છા કેટલે અંશે સફળ થઇ તે સૌ કોઇ જાણે છે. કેવા એકાગ્ર, એક ધારા અને જોસ ભર્યા પ્રયાસથી ચિ. અંબુભાઇએ આ કાર્ય કર્યું છે તેનું સાક્ષી આખું ગુજરાત છે. એક ઉન્નત અને પ્રબળ આત્મા કેટલું

કામ કરી શકે છે તેનો આ પૂરાવો છે. ચિ. અંબુભાઇ ઉપર જણાવેલા વાતાવરણમાં ઉછર્યા હતા. એ વાતાવરણ જમાવનાર તથા ટકાવનાર યુવાનોને અખાડાના જુના ભાઇઓ 'આપણા મંડળ'ને નામે ઓળખે છે.

ચિ. અંબુભાઇના આ પત્રો એ વાતાવરણને સચોટ રૂપે યુવાનો આગળ રજુ કરે છે. એ પત્રોની ભાષામાં શૈલીમાં તથા જોસમાં ચિ. અંબુભાઇનું વ્યક્તિત્વ તરવરે છે. યુવાનોને પ્રેરણા આપવાની અજબ મોહિની ચિ. અંબુ-ભાઇમાં છે તેનું રહસ્ય એના દિલની સચ્ચાઈ તથા નિઃસ્વાર્થ કર્તવ્ય પરાયણતામાં છે. ચિ. અંબુભાઇનાં રેખાચિત્રો તથા પરિચયો કરતાં આ પત્રો તેનો વધારે સારો પરિચય આપે છે. ચિ. અંબુભાઇની માત્ર પ્રશંસા કર્યે તથા તેના પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રાખ્યે આપણે ઇષ્ટસિદ્ધિ નહિ કરી શકીએ. એને માટે તો એમણે જે લખ્યું છે તે જીવનમાં ઉતારવાનો પ્રયાસ કરવો પડશે. એવો પ્રયાસ કરવો એ જ ચિ. અંબુ-ભાઇને અંજલિ આપવાની ઉત્તમ રીત છે. વ્યાયામ શાળા-ઓમાં ચિ. અંબુભાઇને હાથે ઘડાતા યુવાનોને કેવા પ્રકારની તાલીમ આપવામાં આવતી હતી તે આ પત્રોના વાંચન પરથી સમજાશે; અને તે ઉપરથી 'ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ'ની નીતિ તથા કાર્યપદ્ધતિનો પણ ખ્યાલ આવશે. આ પત્રો માત્ર ચિ. અંબુભાઇના જ નહિ પણ એ સમયના વાતાવરણના સંદેશા રૂપ છે.

યુવાનો માટે આથી વધારે પ્રેરક ગ્રંથ મારી જાણમાં નથી. ગુજરાતના યુવાનો તે વાંચે અને એમાં વર્ણવેલું વાતાવરણ જમાવવાના કામમાં 'ગુજરાત વ્યાયામ પ્રચારક

મંડળ’ને મદદ કરે. જુનું વાતાવરણ જમાવવા માટે એ આદર્શોને વરેલા સ્વયંસેવકોની જરૂર પડશે. એવા સ્વયંસેવકો મળી રહેશે એમાં શક નથી.

ચિ. અંબુભાઈના પત્રો એવાઓને માટે પ્રેરણારૂપ થશે એમાં કાંઇ શક નથી.

૨૮-૧૧-૧૯૪૦
સેવાશ્રમ, ભરૂચ

છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી

## [ ૧ ]

### નડિયાદ મધ્યે સર્વે નાનામોટા બંધુઓ,

તમારો કાગળ મળ્યો છે. કવિતા સુધારીને મોકલું છું. હોળીને માટે રમતો રમાડવાનું તો તમે શરૂ કર્યું હશે. તમારી બધાની પરીક્ષા પણ પાસે આવી હશે. તેમાં આપણા બધા ભાઈઓએ તો સારૂં જ પરિણામ લાવવાને બનતો પ્રયત્ન કરવો ઘટે છે.

ભાઈઓ ! આપણે બધાએ આપણા અભ્યાસથી, વર્તનથી, વાંચનથી અને સ્વાર્થત્યાગથી બતાવી આપવું જોઈએ કે આપણે આગળ વધવાના રસ્તા ઉપર ઝડપથી પ્રયાણ કરી રહ્યા છીએ. કેટલાક મૂર્ખ લોકો જેઓને હંમેશાં ટીકા કરવાની જ ટેવ હોય છે તેઓ તો ટીકા કરવાના; પણ આપણે તો સત્યને ખાતર, આપણા સિદ્ધાંતોને ખાતર તે બધું સહન કરતાં શીખવું જોઈએ. કોઈ પણ વાત માત્ર વિચારમાં રાખવાથી કદી પણ લાભ થતો નથી. આપણે તો બધા સિદ્ધાંતો પ્રમાણે બને તેટલું વર્તન કરવાને મથવું જ જોઈએ. જ્યાં સુધી આપણામાં જ્ઞાન વધારવાની

પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઈ નથી, ત્યાં સુધી આપણું હૃદય સારૂં હશે તો પણ આપણે સફળ થઇ શકીશું નહિ. આપણામાંના ઘણા ભાઇઓને હજી બીજાઓના ઉપર શ્રેષ્ઠતા ભોગવવાની મરજી મનના ઊંડાણમાં હોય તેમ લાગે છે. કેટલાક ભાઇઓ હજી પોતાને ન પચે એવો ખોરાક લે છે. હું ખાવાનો ખોરાક નહિ પણ માનસિક ખોરાક કહું છું. કેટલાક ભાઇઓ નબળા મનથી પોતાના સિદ્ધાંતોનું પાલન કરતાં અટકે છે. આપણે આ બધામાંથી બચવું જોઇએ. જે ભાઇઓની અંદર બીજા ભાઇઓ પ્રત્યે ખરેખરા અંતરનો પ્રેમ ન હોય તેવાઓએ તો લાગણીને પોતામાં પ્રકટાવવી ઘટે છે. નામ અને કીર્તિ, ધન અને લોકોમાં કહેવાતી આબરૂ આપણને અંતે કશા કામમાં આવતી નથી. એની ક્ષુદ્ર વાસનાઓનો તમે અત્યારથી ત્યાગ કરવાનો પ્રયત્ન કરજો. ભાઇઓ! ભપકાના કરતાં સરળતાને વધારે પસંદ કરો. માન પામવાની ઇચ્છાને બદલે માનને લાયક થાઓ; દેખાવને બદલે સંગીનતા વધારે મેળવવા મથો. "મને બધા લોકો આવો માને, સારો માને, પવિત્ર માને" એવા વિચારોને કાઢી, લોકો જાણે કે ન જાણે તો પણ "મને પવિત્ર થવા દો!" જેમ ખોટો રૂપિયો ભૂલ થાય ત્યાં સુધી ખરામાં ખપી જાય છે; પણ જ્યાં તેની પરીક્ષા કરવામાં આવે છે ત્યારે તો તે પાછો ખોટો જ નીકળે છે. તેમ લોકોમાં અમુક માન્યતા ઊભી કરવાથી આપણને ક્ષણિક માન અથવા લાભ પણ મળે, પણ તે લાભ અથવા માન સંગીનતા પર રચાયલાં નથી તે તો પાછાં ઓગળી જશે. માટે આપણે રોજનાં બધાં કાર્યોમાં એવી ભાવનાઓને દૂર કરવી જોઇએ.

વળી જ્ઞાનની પ્રબળ ઇચ્છા તો અત્યંત જરૂરની છે. આપણે આપણા દેશનું, આપણા ગામનું, આપણા પ્રાન્તનું કંઇ પણ જાણતા નથી. આપણો ધર્મ શું છે તેની આપણને ખબર નથી, આપણો ઇતિહાસ કેવો હતો તે પણ આપણે જાણતા નથી. આપણા મહાન પુરુષોનાં જીવનચરિત્રો પણ આપણને ખબર હોતાં નથી. આપણું સાહિત્ય, ધર્મ, સ્મૃતિઓ, કળા, સંગીત વગેરે પણ આપણને ખબર હોતાં નથી. માટે આપણે તે બધાને તો પહેલાં જાણી લેવાં જોઇએ. ત્યાર પછી બીજું પણ ઘણું જ્ઞાન જગતમાં મેળવવાનું છે. એકાદ હાથનો ધંધો તો દરેક માણસને આવડવો જ જોઇએ. આપણે કોઇ પણ મોટા સાધન વગર આપણું પોષણ જગતમાં કરી શકીએ એવી એક કળા કે હાથનો હુન્નર આપણને આવડવો જ જોઇએ. આને માટે રજામાં આપણે બે-ત્રણ કાર્યો હાથ પર લઇને સફળ કરવાનો યત્ન કરીશું. પણ તે બધાનો આધાર તમારા બધાના ઉત્સાહ ઉપર છે. માટે તમે તે બાબતો નક્કી કરજો. અને આપણે બધા રજામાં તે કાર્યો ઉપાડી લઇશું.

મગદળ તથા દોરડું અહીંથી હોળી પહેલાં તો ત્યાં જરૂર આવશે. તમે ભટ્ટ. .........ને કાગળ લખી હોળિકા સંમેલનની પાંચ ચોપડીઓ મંગાવી લેજો. અને ભાષણોમાં એક-બે ભાષણો અને સંવાદો હું અહીંથી થોડા જ વખતમાં લખી મોકલીશ તે પણ તૈયાર કરજો.

તથા "એક દિન એવો આવશે" એ કવિતા પણ રાખશો.

મેટ્રિકના આપણા બંધુઓને ફોર્મ તો મળ્યું જ હશે. પણ તેમણે તો આગળની પરીક્ષા માટે પ્રયત્ન જારી રાખવા

જોઇએ. માત્ર પાસ થવાથી આપણે કંઇ વિશેષ નથી કરતા. આપણે તો તેમાં પણ સારૂં પરિણામ આવે તેમ કરવું જોઇએ. પછી ઈશ્વરાધીન થવું. ઘણા છોકરાઓ એવી ભૂલ કરે છે કે છેલ્લો આખો મહિનો તેઓ લખવાનો અભ્યાસ તદ્દન છોડી દે છે. તમારે તો રોજનો એક કાગળ અથવા તેથી પણ વધારે લખવામાં તો ગાળવો જ કે જેથી પરીક્ષામાં તમને લખવાની અડચણ પડે જ નહિ. આ વાત નાની છે પણ અગત્યની છે.

માસિકમાં સુંદર લેખો જુસ્સાદાર, વિચારશીલ, વર્ણનવાળા, કવિતાવાળા,— સચિત્ર આવે એવી ગોઠવણ થવી જોઇએ.

હીલ ફાઇટ (Hill fight) જો નક્કી હોય તો એકાદ દિવસ ગોઠવવાની યોજના મને લખીને કરશો. હું કદાચ આવીશ. પણ જો ઓપરેશન કરાવીશ તો નહિ અવાય.

હોળીને માટે લકડીનો છૂટનો અભ્યાસ તદ્દન જરૂરી છે માટે તે કરતા રહેશો. કેવળ છોકરાઓને રમાડીને સંતોષ નહિ માનતા. તેમને પણ ગાળોની ટેવ છોડાવવા, ચા, પાન, બીડી વગેરે મૂકાવવા, વ્યાયામશાળામાં લાવવા, નિયમિત કામ કરવા, વ્યવસ્થા જાળવવા તથા પથરાઓ નહિ મારવાની સૂચનાઓ અને વાતો કરતા જ રહેવું જરૂરનું છે. નહિ તો ગયા વર્ષ પેઠે તેઓ પાછા ખરાબ વર્તન કરશે. ભાઈ ...... વગેરે આવતા હશે જ. અને શેઠ પોતાના કામમાં પણ બનતી મદદ આપતા હશે એમ ધારૂં છું.

**અમદાવાદ,** તા. ૧૦:૩:૧૯૨૦

*

[ ૨ ]

**ચિ. ભાઇ ......, ......, વગેરે સર્વે ભાઇઓ,**

**જીત** ઘણા દિવસ થયાં તમારો પત્ર આવ્યો નથી. ત્યાંની વ્યાયામશાળા વિષે તમારા તરફથી કોઈ પણ સમાચાર નથી. કદાચ થોડા દિવસમાં ત્યાં અવાશે તો જરૂર આવીશ. પણ બહારના માણસો ઉપર નડિયાદે ઓછામાં ઓછો આધાર રાખવા પ્રયત્ન કરવો જોઇએ. પોતાના વર્તનથી, બુદ્ધિથી, વર્ગમાં સારો નંબર રાખીને શારીરિક બળ મેળવીને બીજા વિદ્યાર્થીઓને ત્યાં આવતા કરવા જોઈએ. બધા જોડે ખૂબ ભળી જઇને વાત કરવાની આવડત આવે તો એ કામ જરા પણ મુશ્કેલ નથી. તમારી સહૃદયતા (sincerity)–,તમારી ઊંડી લાગણીઓ, તમારી પવિત્રતા, તમારી સેવાવૃત્તિ, તમારૂં ચારિત્ર અને બુદ્ધિ, એ બધાંને માટે વિદ્યાર્થીઓમાં ઘણો સારો મત બંધાવો જોઇએ. અલબત્ત, આપણે એ બધી વસ્તુઓ કાંઈ એ લોકોના વખાણ સાંભળવા માટે નથી મેળવવાની, પણ એમની સેવા કરવાને, આપણી પોતાની ઉન્નતિ કરવાને માટે, તે બધી વસ્તુઓ જરૂરની છે.

ખાનગી જીવનમાં ઊંચામાં ઊંચા સિદ્ધાંતો પાળતાં શીખીએ તો જ જાહેર કામમાં વગર જાણ્યે બીજાઓના ઉપર અસર કરી શકાય છે. આ વાત અનુભવમાં આવે તમને બધાને જણાશે. ભાઇઓ ! તમે બધા એવા પવિત્ર થઇ શકો કે ભવિષ્યનો દેશ તમારા માટે અભિમાન ધરાવે.

તમારામાં રહેલી સ્વાર્થવૃત્તિઓને, દુર્બળવાસનાઓને તમે જીતી શકો એવું બળ તમારા દરેકમાં મને જણાય છે. તમારે પોતે એ પ્રકારની શ્રદ્ધા કેળવવી જોઇએ. આળસને લીધે પ્રમાદમાં પડીને દુર્બળ વાસનાઓમાં પડીને, તમે પ્રગતિ કરવામાં મંદ થશો? આપણાથી શું કરી શકાય?– "આપણે તે કોણ"– "જે થાય છે તે કરીએ છીએ"– એવા ક્ષુદ્ર વિચારોને કદી પણ મનમાં આવવા દેશો નહિ. હમેશાં મનમાં એમ ધારો કે "આપણે શું ન કરી શકીએ!" વાતો કરવાથી એ બળ કદી આવવાનું નથી. તે પ્રમાણે આપણે વર્તવા માટે તૈયાર થઇ જવાની જરૂર છે. તે પ્રમાણે કાર્ય કરવામાં જે મહેનત પડે છે, તે ખમવા માટે માણસે તૈયાર રહેવું જોઇએ. ત્યારે જ તમારા વિષે જે આશા હું રાખું છું તે પાર પડશે. બાકી ઘણાએ બાળકો – યુવાનો – જ્યાં સુધી જિંદગીમાં પડ્યા નથી હોતા ત્યાં સુધી ઉત્તમોત્તમ વિચારો ધરાવે છે. પોતે જિંદગીમાં કંઈ કાર્ય કરી બતાવશે એવી મહત્ત્વાકાંક્ષા અને ઉત્સાહ પણ તેમનામાં હોય છે. પણ અફસોસ! જ્યાં જીવનમાં દાખલ થવાનો સમય પાસે આવે છે કે તેઓના આદર્શો, વિચારો અને ભાવનાઓ સ્વપ્નાંના મહેલોની માફક જમીન-દોસ્ત થઈ જાય છે. અને તેઓ પોતાનો ભૂતકાળ ભૂલી જઈ કેવળ સ્વાર્થમય – સંસારી – બની રહે છે. ભવિષ્યનાં નિઃસ્વાર્થ કાર્યોનાં સુંદર સ્વપ્નાંઓ અને જીવનના જ્વલંત આદર્શો તેમના મનમાં જ રહી જાય છે. અને કડવા સંસારમાં તેઓ શુષ્ક વેલાઓ પેઠે જીવન શરૂ કરે છે. આ બધાનું કારણ શું છે? શા માટે પોતાના હૃદયને તેઓ ઉચ્ચ આદર્શની

કબરો બનાવી મૂકે છે? શા માટે તેઓ ઉચ્ચ અભિલાષાના અગ્નિની શિખાને બુઝાવી નાખે છે? શા માટે તેઓ પોતાના જીવનને એક શૂન્ય સ્મશાન જેવું બનાવી મૂકે છે? કારણકે તેઓએ પોતાનું જીવન પવિત્ર રીતે ગાળવા માટે, બુદ્ધિને કેળવવા માટે, ચારિત્ર પ્રાપ્ત કરવા માટેના પ્રયાસોમાં કચાશ રાખી તેથી. તેઓ એમ ધારે છે કે મોટી મોટી વાતો કરવાથી, જરા જરા કામ કરવાથી, આપણે ખરેખરા મહાન બની જઇશું; પણ જગતમાં કિંમત આપ્યા સિવાય – પૂરેપૂરી કિંમત આપ્યા સિવાય – કદી પણ કોઈ વસ્તુ મળી શકતી નથી એ ધ્યાનમાં રાખજો. મહેનત બચાવવાને માટે ટૂંકો રસ્તો લેવાની ભૂલ કદી પણ કરશો નહિ.

માટે કહું છું કે ખાનગી જીવનમાં મહાન સિદ્ધાંતોનું પાલન કરવામાં જરા પણ પાછા હઠશો નહિ. કોઇ જ્યાં ન જાણે એવું હોય ત્યાં પણ બ્રહ્મચર્ય બરાબર શરીર, વાણી અને કર્મથી પાળજો. અપવિત્ર વિચારને મનમાં રહેવાનો સમય ન આપશો. આળસમાં, વાતોમાં, ગપાટામાં, રઝળવામાં એક પણ મિનિટ ગુમાવો નહિ. રમવાને સમયે ખૂબ રમો. આનંદ કરો. પણ બાકીનો વખત બુદ્ધિનો વિકાસ કરવામાં જ ગાળવો જોઇએ. શેરીમાં રજાઓને દિવસે રખડો નહિ. બહારનાં પુસ્તકો વાંચો, જાતે સ્વતંત્ર વિચાર કરવાની ટેવ પાડો. સ્વાર્થી વિચારો આવે તેને તાબે થાઓ નહિ. બીજાઓને ભોગે આપણી સ્વાર્થ સાધવાની વૃત્તિને દૂર કરો. બને તેટલા બીજાઓને ઉપયોગી થવા મહેનત કરો. તેને માટે લાયકાત મેળવો. નેતા થવા માટે જે ગુણો જોઇએ

તે તમારામાં લાવવા તનતોડ પ્રયત્ન કરો. ખાનગીમાં પણ નિયમસર કામ કરવાની ટેવ પાડો. સ્વાદવૃત્તિને તમારે વશ કરી લ્યો. આ બધું અઘરું તો છે જ પણ જિંદગીમાં સ્હેલું છે પણ શું ! જીવવું એ પણ મુશ્કેલ છે, કમાવું પણ મુશ્કેલ છે. સ્વાર્થી થવામાં પણ મહેનત રહેલી છે. જીવનનો અર્થ જ મહેનત, પ્રયત્ન, આશા, અભિલાષા, ઉત્સાહ, પ્રયત્ન એવો થાય છે.

વ્યાયામશાળામાં હાજરી માટે બધાને નિશાળમાં ખરેખરી લાગણી મનમાં લાવીને કહો. એમને સચોટ અસર કરે એટલી સહૃદયતા તમારામાં લાવો એમને તમે ખૂબ કહો, તેમના આગળ રડો. એમને ખાત્રી કરી આપો કે તમારો એમાં કંઇ પણ સ્વાર્થ નથી. અનિયમિત છોકરાઓને ઘેર જઇ તેમને બોલાવી લાવો. રમતોમાં રસ રેડો. જાતે સરસ કામો કરી શકો તે માટે કુસ્તીમાં, મલખમમાં, લાઠી વગેરેમાં એટલી આવડત મેળવો. મનમાંથી બીજાઓના ઉપર સરસાઇ ભોગવવાની ટેવને દૂર કરો. બીજા ભાઇઓ પર હુકમ કરવાની વૃત્તિને બરાબર તપાસી પોતાના ઉપર તે હુકમ પહેલો કરી જુઓ. પોતે કરો તો પણ બીજાઓ પર તે હુકમનો અમલ કરવાનો હક્ક તમને મળતો નથી. જાતના ઉપર વિશ્વાસ રાખીને કામ કરવા માંડો. બધામાં રસ આવે માટે નવા નવા ઉપાયો શોધી કાઢો. વાતોથી નીતિ નહિ શીખવી શકાય. તમારા જીવનથી, વર્તનથી તે કામ કરી શકાશે.

કલાસમાં તમે બધા કેવો અભ્યાસ કરી નંબર કેટલો

રહે છે તે જણાવશો. મનમાં પ્રમાદ વગેરે ન આવી જાય, માટે રોજ ડાયરી રાખી, પાછા તમારી જાતને તમારા નિશ્ચયો કહેતા રહો. મનનો સ્વભાવ છે કે, તે પ્રયત્ન કરીને હમેશાં ઢીલું પડી જાય છે. ઘણા દિવસથી જો ઘરમાં કચરો કાઢવામાં ન આવે તો તે ઘર ધીમે ધીમે કચરાવાળું બને છે તે પ્રમાણે મનને પણ રોજ ઝાટકવામાં ન આવે તો તે પણ એવુંજ બની જાય છે.

ભાઈ ......, ......, ......ને બ્રહ્મચર્ય વિષે ખાસ ધ્યાન આપવા મજબૂત ભલામણ કરું છું. કારણ કે એમાં કંઈક ભૂલ થતી હોય એમ લાગે છે. ભાઈ .........ને બીજાઓને ખોટું ન લાગે એ પ્રમાણે બોલવાની ટેવ પાડવાની જરૂર છે. .........ભાઈએ મહેનતમાં ભાગ લેવાની અને અખાડામાં વાતો નહિ કરવાની જરૂર છે. .........ને બીજાઓને બોલાવવામાં માન સાથે બોલાવવાની, બીજાઓની મશ્કરી વ્યાયામશાળામાં નહિ કરવાની જરૂર છે. ભાઈ ......ને બધા જોડે ખૂબ મળવાની અને અતડાપણું દૂર કરીને બધાને પોતાના સગા ભાઈઓની માફક ચહાવાની ટેવ પાડવાની જરૂર છે.

........ને પણ ઓછું બોલવાની અને મોટાઓને માન આપતાં શીખવાની જરૂર છે. બાકી .........ભાઈ વગેરેએ અખાડાનું કામ કરવાની ટેવ પાડવી જોઈએ. માટે ચાલો, ઊઠો, કમ્મર કસો, અને જાતે આગળ ધસો. બીજાઓને પણ આગળ લઈ જાઓ. આળસને લાત મારો. જુઓ તમે કોણ છો? ભવિષ્યના હિંદ માતાના પુત્રો છો!

શું નિર્જીવ જીવન ગાળીને તમે તમારૂં જીવન આદર્શ બનાવી શકશો ? કદી નહિ ! पुरूष हो, पुरुषार्थ करो।

ઉઠો, મહેનત કરો. વ્રતો પાળો, નોંધ રાખો. બધા છોકરાઓને ભેગા કરો. તેમના પર અસર કરો. તેમને નિયમિત કરો. ચાલો, વાર ન કરો. વાંચો ને કામ કરો.

**અમદાવાદ,** તા. ૭:૭:૧૯૨૦

*

## [ ૩ ]

**પ્રિય ભાઈ ........ તથા બીજા ભાઇઓ,**

**પત્ર** મળ્યો છે. વાંચી ઘણો આનંદ થયો છે. એ પ્રમાણે લખશો તો હું વાકેફ રહી શકીશ.

વ્યાયામશાળાની પ્રગતિ વિષે તમે જેટલો તમારો આત્મા રેડશો તેટલી પ્રગતિ થશે. જેટલા પ્રમાણમાં તમે ઉચ્ચ જઇ શકશો તેટલા પ્રમાણમાં બીજાઓને આગળ દોરી શકશો. આ નિયમ અનિવાર્ય અને સચોટ છે. તેમાં શ્રદ્ધા રાખી નિઃસ્વાર્થપણે આગળ વધ્યે જશો એવી આશા છે. આપણા મંડળમાં કઇ રીતે ઉપયોગી થઈ શકશો તેનો પણ સાથે સાથે વિચાર કરતા રહો એવું ઇચ્છું છું. હમણાં તો આપણી પ્રગતિ ત્રણ દિશામાં છે. વ્યાયામ, ખેતી ને નિશાળ. ત્રણે જરૂરનાં છે. ધંધો-ઉદ્યોગ પણ તેમાં આવી જાય છે. તમારી વૃત્તિ શેમાં ફાવે તેનો પણ વિચાર કર્યા જ કરવો. સાથે સાથે લાયકાત પણ વધારવા તરફ ધ્યાન

આપ્યા જવું. સ્વાર્થ, દ્વેષ, અતડાપણું, વિચારની સંકુચિતતા, બુદ્ધિની મંદતા, કાર્યવાહક શક્તિની ખામી, શરીરબળનો અભાવ, મનોવિકારને વશ કરવામાં નિષ્ફળતા વગેરે ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરતાં શીખવું જોઇએ. કર્મયોગ કરવામાં નિઃસ્વાર્થવૃત્તિ, તીવ્ર વૈરાગ્ય તથા ઝીણી બુદ્ધિની જરૂર છે. ઇશ્વર ઉપર અડગ શ્રદ્ધા પણ જોઇએ. પરિણામની પરવા કરવી નહિ. એનો અર્થ એવો નથી કે ગમે તેવું કામ વેઠની પેઠે કરી છૂટવું. આપણે પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઇએ. સફળતા માટે સર્વ પ્રયાસ કર્યા પછી ફળ ન આવે તો નિર્લેપ રહેવું એ ખરો માર્ગ છે.

હું તો એમ માનું છું કે ડીગ્રી વિના પણ જ્ઞાન જરૂર મળે છે. પણ ખાનગી રીતે એવો રીતસર અભ્યાસ બહુ જ થોડા માણસો કરી શકે છે. અને પરીક્ષાને માટે જેવી તૈયારીઓ કરવી પડે છે, તેવી તેઓ ખાનગી કરતા નથી. વળી કમાવા જોડે ભણવાનું તો ભાગ્યે જ બની શકે છે.

**અમદાવાદ**, તા. ૫:૧૦:૧૯૨૦

*

## [ ૪ ]

**ચિ. ભાઇ,**

**ત્યાં** આગળ હાજરી કેટલી રહે છે, તે પણ જણાવશો. હૉકીની ગેડીઓ લાવવા માટે શી ગોઠવણ કરી છે તે પણ

જણાવશો. બને તો મંગાવી લેવા પ્રયત્ન કરશો. નહિ તો પૂને જતી વખતે મુંબાઇથી લઇ લેવાશે. તેના રૂપિયા લઇ રાખજો. પણ નડિયાદમાં મળી જતી હોય અથવા તો બહારગામથી આવી શકતી હોય તો મંગાવશો.

મલખમના ખૂબ દાવો કરી, કુસ્તીની પણ ખૂબ તાલીમ લેશો. મગદળિયાના આગળના દાવો આવડે છે કે નહિ તે જણાવશો. બહારના છોકરાઓને પણ કુસ્તી શીખવશો.

આપણે દિવાળીમાં મેળાવડો કરવાનો છે. તે વખતે મગદળિયાના દાવો, મલખમ, લકડી તથા લાઠી, કુસ્તી વગેરેનું વધારે કામ કરી બતાવવાનું છે. માટે આજથી તૈયારી કરવા માંડશો. લેજીમ તથા મગદળિયાના આગળના દાવો હું બનશે તો થોડાએક દિવસમાં ત્યાં આવી બતાવી જઈશ. પણ આ વાત વિદ્યાર્થીઓને જણાવી તૈયારી કરશો.

ત્યાંની સંસ્થાઓનો રિપોર્ટ તમે તૈયાર કરી તમારી પાસે રાખી મૂકશો. તૈયાર કર્યા છે કે નહિ તે જણાવશો.

બધા ભાઇઓએ અભ્યાસ ઉપર પણ ધ્યાન આપવું જોઇએ. .........ભાઇએ ખાસ એના ઉપર ધ્યાન આપી અભ્યાસ કરવા ઘટે છે.

માસિક તથા રવિવારે પણ કાર્ય કરતા જ હશો એવી આશા રાખું છું. એજ, ઉત્તર જલદી લખશો.

**અમદાવાદ,** તા. ૨૫:૯:૧૯૨૦

*

[ ૫ ]

નડિયાદ મધ્યે સર્વે ભાઇઓ,

ભાઈ.........નો લખેલો તમારા બધાનો પત્ર મળ્યો છે. વાંચીને ઘણો જ આનંદિત થયો છું. વ્યાયામશાળામાં આપણા બંધુઓની સંખ્યા વધી જાણી અત્યંત આનંદ થયો છે. એ બધું તમારી તપશ્ચર્યાનું પરિણામ છે, એમ તમને કહું તો તમને કદાચ અભિમાન થાય; એટલે આપણે એમ જ માનીશું કે એ બધી સંખ્યા કોઈ બીજી અસરને લીધે હશે. ભલે! કાર્ય કરનાર માણસને માટે પોતાના કામનું અભિમાન શોભે જ નહિ. આપણે તો નિષ્કામ ભક્તિથી–ખરેખરી લાગણીથી–કાર્ય કર્યા જ કરવું ઘટે છે. આપણા ઘરમાં કોઇ માંદુ પડ્યું હોય તો આપણે કેવી લાગણીથી તેની સારવાર કરીએ છીએ? આપણને મનમાં કેવું લાગી આવે છે? એ પ્રમાણે આપણને આપણી સંસ્થાની કનિષ્ઠ સ્થિતિને માટે થવું જોઇએ. તમે બધા મળીને આટલું કરી શકશો તો પછી સંસ્થાની મને બહુ દરકાર નથી.

કોઈ પણ વિદ્યાર્થીને અખાડે કસરત નહિ કરવાની સજા કરી શકાય જ નહિ. આપણે બીજી ઘણી સજાઓ કરી શકીએ છીએ. એ માણસોને પોતાનો ગુનો એ જ એક મોટામાં મોટી સજા છે. માણસમાં જરા પણ સુધરે એવી આપણને આશા હોય તે માણસને સુધારવાનું દ્વાર આપણે કદી પણ બંધ કરવું જોઇએ નહિ. ભલે! પણ હવે તો અનુભવ થયો હશે કે ........ભાઈ ........ભાઈ

વગેરે વિષે તમારે અભિપ્રાય બદલવા માટે કારણ મળ્યાં છે. અર્થાત્ માણસ એ હમેશાં એક સરખું રહેનારૂં પ્રાણી નથી. તેનું શરીર જ આપણને એકનું એક દેખાય છે. તે પણ બદલાય છે. પરંતુ તેનું મન તો દરેક ક્ષણે બદલાયા કરે છે. માટે ભાઈ.........ને આ વાત કરશો અને એને શીખવવાની ગોઠવણ કરશો. એની નિર્બળતાઓ એને તમે કહેજો અને તે બધી દૂર કરવા પણ સાથે સાથે કહેજો. પણ તેની સુધારણાનું દ્વાર બંધ ના કરશો. આપણે કાર્ય કરતાં કરતાં ખાસ યાદ રાખવાનું છે કે આપણે કાંઇ કોઈ પર હુકમ બજાવવાનો નથી. આપણી શક્તિઓ બીજાઓને માટે વાપરવી અને સર્વને લાભ આપવા મથવું એ જ આપણો હેતુ છે. પરંતુ માણસ બહુ દોષવાન પ્રાણી છે. જે વસ્તુ યજ્ઞમાં હોમવાની હોય તે પહેલાં દેવતાને અર્પણ કરી યજ્ઞમાં હોમીને પછી તે આપણે પાછી લઇએ તો તે કેવું ગણાય? તેવું આપણી શકિતનો યજ્ઞ બીજાઓને અર્થે કરી તેને અંગે આપણે મનની આશા રાખીએ, બીજાઓના ઉપર હુકમ કરવાની ઇચ્છા અથવા ભૂલથી, ટેવ પાડીએ તો તે કેવું અજ્ઞાન! આ બધું આપણે જાણી જોઇને કરતા નથી. પરંતુ આપોઆપ અજાણે થઇ જાય છે. માટે જ આપણે વધારે સાવધ રહેવાની જરૂર છે.

વળી આપણા ભાઇઓ એટલા હેતુથી જ ભેગા મળ્યા કે જેથી તે શીખી ન શકે એ તો શરમાવા જેવું જ છે. આપણે શીખવવું ન હોય તો આપણે (મને પૂછીને) તેને વાત કરી દઇએ. પરંતુ મોઢામોઢ તેમ કરવાને બદલે

આપણે કાયદાઓ કરવાને બેસવું એ તો બહુ જ ખરાબ કહેવાય. મને લાગે છે કે આ બાબતની ભૂલ સુધારવા તરફ તો બધા ખાસ ધ્યાન આપશે જ.

આપણે કોઈને પણ સુધારવો હોય તો તે કાંઈ પોતાની સંમતિથી જેટલું જલદીથી થઈ શકે તેટલું બળજોરીથી કદી થતું નથી. માટે જ આપણે સુધારવાનું – શિક્ષણનું – કેળવણીનું – પ્રથમ પગથિયું એને જ માનીએ છીએ કે તે માણસના પોતાના જ મનમાં સુધરવાની ઇચ્છા ઉત્પન્ન કરવી. જો તે માણસના મનમાં એ અગ્નિ જાગ્રત કરી શકાય તો પછી આપણી મદદ વિના પણ તે માણસ આગળ વધવામાં મચ્યો રહેશે. પરંતુ બધું જ આપણા કહેવા પ્રમાણે કરવાની લાયકાત તેનામાં હશે, તથા આપણે બતાવીએ તેટલું જ આચરણમાં મૂકવાની યોગ્યતા તેનામાં હશે, તો તે માણસ હજુ અપૂર્ણ ગણાવો જોઇએ. તેની પ્રગતિના માર્ગનું – ઉચ્ચ – જીવનનું પગથિયું જાગ્રતિ છે, તે દરેકનામાં આપો. આપ થાય એવા પ્રયત્નો થવા જોઇએ. અને બહારનાં સાધનો, માર, ધોંધાટ, ધાંધલ, ધાક વગેરે જરૂરનાં પણ હોય તો પણ છેવટ તો તેમનો ત્યાગ થાય ત્યારે જ આપણા કાર્યમાં ફતેહ મળી ગણાય. વળી જ્યારે જ્યારે આપણે તેવી શિક્ષા કરવાની ફરજ પડે ત્યારે ત્યારે બધો વખત આપણા મનથી પ્રેમની અને ભ્રાતૃભાવની લાગણી ભૂસાઇ જવી જોઇએ નહિ. આપણી શિક્ષામાં પણ તે હંમેશાં હાજર રહેવી જોઇએ. આ બાબત પણ આપણે સંભાળ રાખીએ તો જ બને તેવી છે.

હોકીના નિયમોને બરાબર વાંચવાની તસ્દી તમારે લેવી જોઇએ. અને તેમાં જે સમજાણુ ન પડે તે રાખી મૂકજો. હું જયારે આવીશ ત્યારે સમજાવીશ.

**અમદાવાદ,** સસ્તું સાહિત્ય. તા. ૪:૧૧:૨૦

*

## [ ૬ ]

**ચિ. ભાઇ .........તથા અન્ય બંધુઓ,**

**તમારો** મંગળવારનો લખેલો કાર્ડ મળ્યો. ત્યાં હવે વ્યાયામશાળાની પાળ તો તૈયાર થઇ ગઇ હશે એવી આશા છે. વિદ્યાર્થીઓની સારી સંખ્યા ત્યાં આવે છે એ જાણી ઘણો આનંદ થયો છે. ભાઇઓ ! બધી પ્રગતિ આપણી પોતાની પ્રગતિ ઉપર આધાર રાખે છે. માટે જાતે સુધરવાનું, જાતે આગળ વધવાનું કદી પણ ભૂલતા નહિં જયાં સુધી માણસ અજ્ઞાનમાં હોય છે, ત્યાં લગી જ તેને વડીલો, માસ્તરો વગેરે બહારના માણસોની મદદની જરૂર પડે છે. પણ જયારે માણસમાં માણસાઇ આવી જાય છે, ત્યારે તે પોતે જ પોતાનો સલાહકાર, પોતાનો ન્યાયાધીશ, પોતાનો શિક્ષક, પોતાનો નોકર વગેરે બની જઈ શકે છે. આ વાત હસવામાં કાઢી નાખવાની નથી. કેટલાક ભાઇઓને કવખતે હસવાની ખરાબ ટેવ પડી ગઈ છે. તેઓ પોતે જો તપાસે તો એમને પણ તે જણાઇ આવે. બીજાને કહેવાની પણ જરૂર ન પડે.

ભાઈ! નાના છોકરાઓના ઉત્સાહની વાતો સાંભળી મને અત્યંત આનંદ અને આશા ઉપજે છે. એ પ્રજામાં આપણા ગુજરાતની આશા રહેલી છે. તેઓમાં જાતે સુધરવા માટે આવી મજબૂત ઇચ્છાઓ જોઇ મને ઘણી જ આશા રહે છે. નાના અને મોટા — બધા હજી તો નાના જ ગણાય. વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ જો ચુસ્ત — વ્યાયામશાળાના ખરા ઉપાસકો બને તો મારી ખાત્રી છે કે આખી જિંદગી સુધી તેઓ કદી મોટા ન થાય. કદી પણ મોટા ન થવું. વૃદ્ધાવસ્થાને હંમેશાં દૂર રાખવી અને નિત્ય યુવાવસ્થામાં જ રહેવું એ કંઈ સહેલું નથી. યુવાવસ્થામાં હોય છે તેવો ને તેવો ઉત્સાહ, તેવી કાર્યશક્તિ, તેવો આનંદ, તેવી જીજ્ઞાસા અને આશામય જીવન આખી જીંદગી સુધી જાળવી શકાય છે. તેની ચાવી બ્રહ્મચર્ય, આત્મનિરીક્ષણ, આત્મસંયમ, સેવા, નિઃસ્વાર્થવૃત્તિ, બુદ્ધિની ખીલવણી વગેરે છે. માણસ તે વસ્તુઓને જાળવી શકે, તો યુવાવસ્થા તેને કદી પણ છોડીને જાય નહિ.

વળી ભાઇ ...... ના કહેવાથી ખોટું લાગ્યું હોય તો એ વાત બન્નેને શરમાવા જેવી ગણાય. આપણી ભાષા આપણા હૃદયની લાગણીઓ દર્શાવવાનું વાહન છે. એટલે એ ભાષા પરથી આપણું અંતઃકરણ સામો માણસ માપી લે. તેથી કરીને સુધારવા શુભ હેતુથી પ્રેરાઇને પણ આપણે બને ત્યાં સુધી કડવી ભાષા કદી વાપરવી નહિ જોઇએ. કડવી ભાષા તો આપણે જે માણસને તદ્દન આપણો પોતાનો ગણતા હોઇએ તેને જ સંબોધી વપરાય. અર્થાત્ તે માણસ

તમારી કડવી ભાષા માટે કદી રીસ કરતો જ નહિ હોય. જે રીસ કરે છે તે હજી તમારી જોડે તદ્દન છૂટથી વર્તવાને લાયક નથી થયો. એટલે તેને સારૂ તો નાના છોકરાંને જેમ પટાવીએ છીએ તેવી રીતે સારી અને વિનયી ભાષા જ વાપરવી જોઇએ.

વળી રીસ જેને આવે છે તેણે સામાના શબ્દોનો હેતુ નજરમાં લેવો જોઇએ. સ્વાર્થવૃત્તિ કે અપમાન કરવાની જ દાનતથી જો એ શબ્દો વપરાયા હોય, તોપણ પોતાની ભૂલ બતાવનાર માણુસ જગતમાં એટલા તો દુર્લભ છે, કે તેનો મનમાં આભાર માની તેના શબ્દોમાં કેટલું સત્ય રહેલું છે તે જોઇ લેવાનો પ્રયત્ન કરવો ઘટે છે. અને જો તે કડવી ભાષા શુદ્ધ હેતુથી વપરાઇ હોય, તો તો આપણે તે માણુસને આપણા ભાઈ તરીકે ગણી લેવો. હવે એમાંથી યોગ્ય લાગે તે બધા ગ્રહણ કરજો અને નકામું બધું નાંખી દેજો.

**અમદાવાદ**, તા. ૧૩ : ૧ : ૧૯૨૧

*

## [ ૭ ]

**નડીઆદ મધ્યે સર્વ ભાઇઓ,**

**તમને** બધાને ટૂંકા સમયમાં મળી શકયો નથી. તેથી મળવાનું મન રહી ગયું છે. હોળી માટે ભાષણો તથા સંવાદો તૈયાર કરવા માંડશો એવી આશા છે. બહારના

છોકરાઓને રમાડવા જાઓ ત્યાં આગળ discipline તથા અવાજ વગર રમવાની ટેવ પાડવા તરફ પૂર્ણ લક્ષ આપશો. હૂકમ કરવાની ટેવ ત્યાં પણ કાઢી નાંખજો. આપણા મનમાં સર્વને માટે સંપૂર્ણ સમભાવ અને પ્રેમ હંમેશાં વસવાં જ જોઇએ. એમાં ભૂલ ન થાય તે વારે વારે સંભાળવાથી તમારો પોતાનો વિકાસ થતો રહેશે. ભાઈ હજી વધારે રસ લઇ મતભેદ તથા સમભાવનો ભેદ સહન કરી લઇ આત્મ-વિકાસ અને સેવાભાવ કરવામાં આપણી કે સામાની ખામીને લીધે અટકી જવું એ યોગ્ય નથી. એ વાત સમજવી જોઇએ. જગતમાં બધા માણસોનો એક જ અભિપ્રાય થઇ શકે નહિ. તથા બધાનો સ્વભાવ પણ સારો ન હોય એમ પણ બને નહિ, પણ બધામાં અપૂર્ણતા હોય તેથી આપણે એક ઉત્તમ કાર્ય કરતાં અટકી પડવાની જરી પણ જરૂર નથી. આપણે આપણાથી બનતું કરવું અને બીજાને સુધરવા કહેવું, પણ બીજાઓ અપૂર્ણ છે, માટે આપણે કાર્ય કરતાં અટકવું એ યોગ્ય નથી. ભાઇઓ આપણે ભવિષ્યમાં ઘણાં કાર્યો કરવાનાં છે. તેને માટે તૈયારીઓ કરવા માંડવી જ જોઇએ. શુદ્ધ હૃદયથી પવિત્ર સંકલ્પ કરવામાં આત્મોન્નતિ થાય છે જ. દેશમાં દુ:ખ દરિદ્રતા ઘણાં જ છે. આળસ અને વ્યસન પણ ઘણાં છે.

ગુજરાત કેળવણી મંડળ, **અમદાવાદ.** તા. ૧:૩:૧૯૨૧

*

[ ૮ ]

**પ્રિય ભાઈ,**

**નડીઆદમાં** બીજી ઘણી વ્યાયામશાળાઓ કાઢવાની માગણી થઈ છે તે જાણી ઘણો આનંદ થાય છે.

બીજી જગ્યાઓના વિદ્યાર્થીઓ આવીને આપણી સંસ્થાઓમાં શીખીને જાય તેમ આપણે કરી શકીશું. અસહકાર અને સહકારના અખાડાઓનો વિચાર ઘણો જ વિચિત્ર અને અક્કલ વગરનો છે. અખાડામાં સહકાર અને અસહકારને સ્થાન નથી. અખાડો તો સર્વને માટે જ છે કારણકે ઉન્નતિ સર્વને માટે છે— શરીર સર્વને માટે છે— માટે આપણે તો સર્વ પ્રકારની એકતા સાધવાની જરૂર છે. આપણે નકામો કુસંપ કરનાર પ્રવૃત્તિમાં પડવાની જરૂર નથી. આપણું કાર્ય તોડવાનું નથી. હમણાં આપણે ગુજરાતની એકતા કરવાની છે. આપણે બાંધકામ કરીશું તેનાથી જ તૂટી જવા યોગ્ય જે હશે તે આપોઆપ તૂટી જશે. આપણી પોતાની ઉન્નતિ ઉપર ખૂબ ધ્યાન આપો આપણે પોતે જ તૈયાર થાઓ. આપણી પોતાની શક્તિની વૃદ્ધિ કરવામાં પ્રવૃત્ત થાઓ – આપણે તૈયાર થાઓ. જેટલાં કાર્ય કરો તેટલાં બધાં આંતરસ્થિતિ તરફ હંમેશાં નજર રાખવાની ટેવ પાડો. શુદ્ધ નિઃસ્વાર્થતાથી કાર્યમાં પ્રવૃત્ત થવાની ટેવ પાડવાની જરૂર છે. નાનામાં નાના કાર્યમાં પણ અહંકાર ઉત્પન્ન થાય તેનો ત્યાગ કરવાનો અભ્યાસ પાડવાની ખાસ અગત્ય છે. આ બધી બાબતમાં આપણે ખાસ સાવધાન

રહેવાની જરૂર છે. આનું નામ યોગ કહે છે. આ બધી બાબતો દેખાવમાં ઘણી સાદી છે પણ ઘણી અગત્યની અને અઘરી છે.

ગુજરાત કેળવણી મંડળ, સંસાર સુધારા હૉલ,
**અમદાવાદ**, તા. ૨ : ૩ : ૧૯૨૧

*

[ ૯ ]

**વ્યાયામમંદિરના સર્વે ભાઇઓ,**

**તમારા** મનના ઉંડાણમાં પાપ નથી, ભલે પાપ તમારી પ્રકૃતિમાં આવજા કરતું હોય. એનો અર્થ તમો સર્વગુણસંપન્ન છે એમ માની લેવાનો નથી. મનુષ્ય અપૂર્ણ છે. અને અપૂર્ણતામાંથી પૂર્ણતા તરફ જાય છે. પરંતુ એમાં પણ જુદી જુદી શ્રેણીઓ ધોરણો રહેલાં છે. કેટલાક માણસોના – વિદ્યાર્થીઓના – અંતરમાં હલકી પ્રવૃત્તિનું એવું તો પરિબળ જામી ગયું હોય છે કે એ પડ તોડીને પોતાના પવિત્ર આત્માનો વિકાસ કરવાનું એમને માટે અતિશય મુશ્કેલ અને અસંભવિત થઇ પડ્યું છે. તમારામાંના ઘણામાં આવું ધાડું પાપનું પડ નથી એ એક ફાયદો છે. પરંતુ તેની સાથે પાપમાં, સ્વાર્થમાં, અપ્રમાણિકતામાં, વ્યસનમાં, કુસોબતમાં, લંપટતામાં ફસાવાનો ભય કંઇ ઓછો નથી. એ ભયમાંથી ઉગરવાના ઘણા માર્ગો છે. તેમાંનો એક કર્મ-

યોગ—યાને કર્મનો માર્ગ. [તે મેં તમને ત્યાં બતાવ્યો છે] તમારે પ્રત્યેક કર્મ બુદ્ધિપૂર્વક ઇચ્છાઓનો ત્યાગ કરીને ઈશ્વરને અર્પણ કરવા માટે કરતાં શીખવાનું છે. પહેલે દિવસે એ બધું થઇ જવાનું નથી, અને ન થાય એ માટે નિરાશ થવાની જરૂર નથી. પ્રથમ તો અંતર અવલોકન કરી "આપણામાં આટલું ખોટું, અસત્ય, પાપ, ઇચ્છા, વાસના, અભિમાન, નિર્બળતા, વ્યસન વિગેરે છે" એટલું જોતાં શીખો. સર્વ કર્મ કરતાં તેના ફળની ઇચ્છા મનમાંથી કાઢી નાંખો. સેવા ખાતર, સિદ્ધાંતના પાલન ખાતર, આત્મશક્તિ માટે સર્વ કર્મ કરવાનો અભ્યાસ પાડી આજુબાજુના વિદ્યાર્થીઓ પ્રત્યે સેવાવૃત્તિ, સંપ, ભ્રાતૃભાવ, બોલાચાલી સહન કરી લેવાનો અભ્યાસ, નિંદાને સહન કરી લેવાની ટેવ, ગમે તે બોલાય છતાં આપણું કર્તવ્ય બજાવવાની ચીવટ, બીજા પ્રત્યે દ્વેષની લાગણી મનમાં આવે છતાં તે ખોટી છે એવું અનુભવવાનો અભ્યાસ, નાનામાં નાનું કાર્ય પણ ખૂબ કાળજીથી કરવાની ટેવ, નિયમિતતા, વ્યવસ્થિતપણું, પૈસાના હિસાબમાં ચોકસાઈ, પ્રમાણિકતા, અને ચિવટતા, અંતરના વિચારો વારે ઘડીએ તપાસી તે પવિત્ર છે કે નહિ તેની સાવધાની વગેરે આણવાને પ્રથમ જરૂર છે.

આ બધું તમારાથી નહિ થઇ શકે એમ હું માનતો નથી. તમે આ બધું કરવાનો યત્ન કરતા હતા તે મેં અનુભવ્યું છે. તો શું મારી ગેરહાજરીમાં તમે તમારૂં અંતરબળ એકત્ર કરી તમે શરૂ કરેલો યત્ન ચાલુ નહિ રાખી

શકો ? રવિવારની વાતચીતમાં મેં તમને – વ્યાયામમંદિરના વિદ્યાર્થીઓને જે કહેવા જેવું હતું તે વિસ્તારથી કહી દીધેલું છે. [ તે પ્રમાણે વર્તવાનો દરેકે પ્રયત્ન કરવો જોઇએ.]

વિગતમાં તમે ગુંચવાઇ જતા હો એમ મને લાગે છે. તમારે વ્યાયામમંદિરની વ્યવસ્થાની વિગતો ઝીણીઝીણી કરવાની છે એ ખરું છે. કારણ એ સંસ્થા તમારી છે. તમે જેવા થશો તેવી તમારી સંસ્થા થશે. યુવાન વિદ્યાર્થીઓના જીવનનું પ્રતિબિંબ વ્યાયામમંદિર છે. કારણકે એ મંદિરમાં જે મૂર્તિની સ્થાપના વિદ્યાર્થીઓ પોતે કરે છે તેની જ પૂજા થઈ શકે એમ છે. જો તમો અધોગામી થશો તો વ્યાયામમંદિરમાં તે છાપ જણાશે. તમે પવિત્ર હશો, સેવાવૃત્તવાળા હશો, માનસિક પવિત્રતા રાખતા હશો, પ્રગતિ કરવાને મથતા હશો તો તે તમને જરૂર જણાશે. તમારે ઝીણીઝીણી વિગતોની ગોઠવણ તેમાં ગુંચવાઇ જઇને કરવાની નથી. તમારે મૂખ્ય મૂખ્ય સિદ્ધાંતોને પ્રથમ મનમાં ઠસાવી દઇ વર્તનમાં ઉતારવાની છે. એ પ્રમાણે કરવાનો યત્ન કરશો. એટલે વ્યાયામમંદિરની સર્વે ઝીણીઝીણી વિગતો આપોઆપ ઉકેલાઇ જશે. વ્યાયામમંદિરમાં પાણી છાંટવાની ભાંજગડમાં વખત ગુમાવવાનો નથી, અથવા પાળ ચણવાની બાકી હોય તેના ઉપર આખો વખત વાદવિવાદ કે ચર્ચા કરવાની જરૂર નથી. એકે એક ક્ષણ તમે પવિત્ર વિચારો, સેવામય કાર્યો, પ્રેમથી ઉભરાતું વર્તન, અન્યોન્ય ભ્રાતૃભાવ, માનસિક બુદ્ધિનો વિકાસ કરવાનો અભ્યાસ, બ્રહ્મચર્યનું પાલન કરો છો કે નહિ, તેનો અભ્યાસ કરતા રહો.

તમારામાં તમોગુણ છે કે નહિ તે તપાસો. આળસ, વ્યસન, પ્રમાદ, ઉચ્ચ આદર્શ પ્રત્યે ઉદાસીનતા. "કોણ હવે એ પ્રમાણે કરે છે?" "આપણે ક્યાં મહાન થવું છે?" એવી ક્ષુદ્ર ચીજોને તપાસી તમે રોગી છો તે જાણો અને બીજાઓને તે ચેપ ન લાગે તે સમાલજો. રજોગુણ છે કે નહિ તે પણ જુઓ, ખૂબ કાર્ય કરી નાંખવાની તાલાવેલી, પ્રખ્યાત થઈ પેપરે ચડવાની વૃત્તિ, અભિમાન, દબદબો કરવાની ઇચ્છા, શૌર્ય, પોતે પોતે અમુક કરી શકશો એવી જાતનો ખરો અથવા ખોટો આત્મવિશ્વાસ, ખૂબ પૈસા એકઠા કરવાની ઇચ્છા, કામવાસના, વગેરે રજોગુણનાં કાર્યો તપાસીને જોયા કરો અને તેમને દૂર રાખો. જુવાન વિદ્યાર્થીઓને પ્રગતિ કરતાં ખાસ કરીને કેટલીક ચીજો આડી આવે છે. તેમાંની એક હોંસાતોંસી, દેખાદેખીથી કામ કરવાની ટેવ, તથા એક બીજાને દેખાડવાની વૃત્તિ હોય છે. આમાંથી તમારે સાવધાની રાખીને બચવાનું છે. "અમુક માણસ આમ કરે તો જ હું આમ કરીશ" આ તો વ્યાપારી વૃત્તિ છે, તેનું નામ સેવાભાવ નથી. "ફલાણો માણસ આવો છે, તે હલકો છે, તે મારી નિંદા કરે છે, તે અમુકને મોંઢે આમ બોલે છે" વગેરે વિચારો આપણો વખત લઇ લે છે. જેમ કાદવ નાળાનાં પાણીમાં વધારે વખત રહે તેમ વધારે દુર્ગંધ લેવી પડે છે તેમ આવી વૃત્તિને વશ થનારાઓ એ હલકા કાદવમાં વધારે રગદોળાય છે. અને તેની દુર્ગંધ લઇ પોતે ઉન્નત દશામાં છે એવું માની બીજાના દોષોની મૂડી ઉપર પોતાની ઉત્તમતા પેદા કરવાને મથે છે. ભાઇઓ! બીજાની હલકાઈ વેપાર ડોળવાથી આપણી ઉત્તમતા વધવાને

બદલે જરૂર ઘટશે એ યાદ રાખજો. દરેક માણસના અંતરમાં સ્વર્ગ અને નર્ક બન્ને રહેલાં હોય છે. તે જે પસંદ કરે છે તે પ્રાપ્ત કરે છે. સર્વમાં પાપવૃત્તિઓ સૂક્ષ્મરૂપે રહેલી છે. તેમને જોઈ જાણી તપાસી દૂર ફેંકી દેવાની છે અને બીજાઓમાં એવી વૃત્તિઓ લય પામતી તમને જણાય તો તમારે વધારે ચેતીને પોતાના અંતરમાં જોવાનું રહે છે. તમારે તેમને વખોડે નહિ ચાલે, જાતે તેમના ઉદાહરણથી શીખી લઈ પવિત્ર થવાનું છે. અપવિત્રતા, ખોડ, ખામી, અનિયમિતતા, લુચ્ચાઈ, ઢોંગ, દેખાવ, અભિમાનવૃત્તિ વગેરેને જુઓ ત્યારે તેની સામે થજો. વર્તનની અસર જાદુઇ છે. જો અંતર પવિત્ર હશે અને તમારી નજર શુદ્ધ આદર્શથી ચાલશે તો અંતે તમારો વિજય છે. વિજય અને પરાજયનો શો અર્થ છે? સર્વ વિજયો જીવનમાં પ્રયત્નથી તુર્તને તુર્ત આપણને દેખાડવા જોઇએ એવું કંઈ નથી. કેટલાક વિજયો સૈકાઓ પછી જાહેર થાય છે, માટે અન્યોન્યને વખોડવાની વૃત્તિ ત્યાગો.

બીજી એક સૂચના આપવી જરૂરની છે. મેં જોયું છે કે, આપણા આખા દેશને અને તેમાં પણ વિદ્યાર્થી વર્ગને ખાસ ઉશ્કેરણીની બહુ જરૂર લાગે છે. આપણા લોકો જે કામો કરે છે, તે વિચારપૂર્વક દૃઢ નિશ્ચયથી પ્રેરાઇને નહિ. પરંતુ ક્ષણિક લાગણીને વશ થઇને. રાજકીય જીવનમાં કે સામાજીક જીવનમાં જ્યાં જુઓ ત્યાં ચાર ઘડીના ઉભરા દેખાય છે. આપણા વિદ્યાર્થીઓમાં પણ કંઇક આ પ્રકારનું બંધારણ છે. તમારે તેનાથી દોરાવાનું નથી. આજે પત્ર

વાંચીને જુસ્સો ચઢે, ચાર દિવસ તનતોડ કામ કરી પાછા હતા તેમના તેમ રેઢિયાળ થઇ જવું, તેના કરતાં તેનો નશો ન ચઢાવવો તે જ વધારે સારૂં છે. નાનામાં નાના વિદ્યાર્થીથી માંડીને મોટામાં મોટા વિદ્યાર્થીઓ સુધી એકે એકે એટલું નક્કી જાણવું કે, પ્રગતિ કાંઇ એક દિવસનું કાર્ય નથી, જિંદગીની જિંદગીઓ વ્યતિત થાય છે અને આપણો આદર્શ આપણને બે ડગલાં દૂર દેખાયા કરે છે. માટે જે કાર્ય કરવાનું છે તે ધીમેથી, હિંમતથી અને દૃઢ નિશ્ચયથી કરવાનું છે. સૂર્ય ઉગે છે ત્યારે શિયાળાનો ધુમ્મસ સર્વ સ્થળે અંધકાર પ્રસરાવી રહ્યો હોય છે. પરંતુ તે સમર્થ સૂર્ય ધડાકા સાથે સર્વવ્યાપી ધુમ્મસને વિખેરી નાંખવાને યત્ન કરતો નથી, પોતે હારશે એવું તો તે પોતાની કલ્પનામાં પણ કદી આવવા દેતો નથી. અને ચમત્કાર જુઓ. એક અર્ધા કલાકમાં ધીમેથી અજાણે ધુમ્મસ ક્યાં ગયું તેની પણ કોઇને ખબર પડતી નથી. તમારે એ પ્રમાણે લાંબી મજલ માટે કમ્મર કસવાની છે. બે ચાર દિવસ કે ચાર છ માસમાં બધું પતી જશે અને તમે પવિત્ર જીવન ગાળતાં શીખો એમ માની લઈ લાગણીના ઉભરાથી દોરાઇ ચાર દિવસનું ચાંદરણું કરતા નહિ. ધીમેથી નિશ્ચય કરી તેનો અમલ કરો. આળસનો ત્યાગ કરો. હરેક ક્ષણે એ વિચારનું અમલ કરવાનું ભૂલો નહિ. પરિણામ માટે અધીરા થઈ વ્યાકુળ થાઓ નહિ. જો કાર્ય બરાબર કર્યું હશે, જો અંતરનો હેતુ શુદ્ધ હશે, કાર્યની સામગ્રી બરાબર ભેગી કરી હશે તો તેનું સારૂં ફળ મળશે. મળ્યું છે એમ જ માની લ્યો. બધાં ફળો તમે માગો છો એવાં મળવાં જ જોઇએ એ બરાબર નથી. ગીતાનું कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन એને યાદ કરો.

બંધારણ વિષે પણ એક બે બોલ લખવા યોગ્ય લાગે છે. એ સંસ્થાને ઉગવા માટે વાડરૂપ હોય તો તે રક્ષા કરે અને તેને પૂરી રાખનાર જાળ જેવું હોય તો તે કેદખાનું છે. કોઇ પણ બંધારણ સારૂં થઇ શકે ને ખરાબ પણ થઇ શકે છે. જેવા માણસોના હાથમાં એ બંધારણ જાય છે, તેવો તેનો ઉપયોગ થાય છે. બંધારણ એક હથિયાર જેવું છે. તેનો સદુપયોગ અને દુરૂપયોગ બંને થઈ શકે છે. ત્યાંના બંધારણને તમારા અમલમાં મૂકી સદુપયોગ કરવાનો યત્ન કરવાની જરૂર છે. પરંતુ બંધારણના કાયદાની કલમમાં ફસાઈ જશો નહિ. તમે બંધારણ માટે નથી પણ બંધારણ તમારા માટે છે, તે યાદ રાખજો. તમારૂં વર્તન બંધારણ-પૂર્વક રાખવા કરતાં ઉચ્ચ અને પવિત્ર રાખવા કાળજી રાખજો. બંધારણને લીધે ઘણીવાર દ્વેષ, કુસંપ, બેદરકારી, બેજવાબદારી, નિંદા વગેરે ઉભાં થાય છે. “અમૂક કામ તો ફલાણાનું જ” મારે શું ? એવી વૃત્તિઓને દૂર કરી અંતિમ આદર્શ પ્રત્યે નજર રાખી બંધારણમાં જે કામ કરવાનું આવે તેટલાથી જ અટકવાનો ખ્યાલ કરશો નહિ. સારા થવામાં બંધારણ બાધ નાખી શકે નહિ. સારાપણાને, સેવા-વૃત્તિને બંધારણની કલમ કેવી રીતે લાગુ પડે ? તમારે બીજાની સેવા કરવી હોય તો બંધારણ તમને કદી અટકાવી શકે જ નહિ. તમે બંધારણમાં ન હો તો પણ ઉત્તમ સેવા કરી શકો છો. વળી કેટલીકવાર બંધારણની બહાર રહીને પણ સેવા કરી શકો. જો અંતરમાં ઉત્તમના હોય તો બંધારણની જરૂર રહેતી નથી. જેઓ બંધારણ સ્વીકારી તેની ફરજો અદા કરતા હોય, તેમણે પણ કેટલીક બાબતો યાદ રાખવાની

છે. પ્રથમ તો બંધારણની રૂએ તમે જે કામ કરો છો તે પવિત્ર અને ધાર્મિક ફરજ છે. તમારી ઉન્નતિનું સાધન છે. તમે જાતે સ્વીકારેલું વૃત્ત છે. એ યાદ રાખજો. તમને અમૂક હક્ક મળ્યા છે. એમ મનમાં કોઈપણ વખતે આવે તો તમારી જગ્યાને માટે તમે લાયક નથી એમ યાદ રાખજો વળી "આ મારો અધિકાર છે" એ મનમાં આવે ત્યારે તમારી અધોગતિ થવા માંડી છે એમ નક્કી માનજો. તમારો એક જ અધિકાર છે અને તે સેવા કરવાનો, અને વ્યાયામમંદિરમાં જાતે સ્વીકારેલું કાર્ય બરાબર કરવાનો. બીજી બધી બાબતોમાં તમારો નાનામાં નાના વિદ્યાર્થી જેટલો જ હક્ક છે, એ યાદ રાખજો. કુસ્તિમાં તમારો નંબર હોય તે પ્રમાણે જ બીજાના પછી જવું જોઇએ, મલખમની ઉપર તમે સર્વની પાછળ જાઓ તો છેલ્લા જ જવાય. અધિકારની રૂએ તમે કશો હક્ક ભોગવો એમાં પાપ છે. માસિક તમે બીજાની પેઠે જ વાંચી શકો. પુસ્તકાલયનાં પુસ્તકો તમારે નિયમિત રીતે વખત જતાં તરત જ પાછાં આપવાં જ જોઇએ. બહાર જાઓ ત્યારે બીજાઓ પાણી પીએ ત્યારે તમારાથી પાણી પી શકાય. આ સામાન્ય બાબતો ધ્યાનમાં રાખી બીજાઓ તમારાથી હલકા છે "એઓને અમુક હક્કો નથી" એવી લાગણી એમનામાં ઉત્પન્ન થાય નહિ એ તમારે ધ્યાનમાં રાખવાનું છે. જો તમારામાં તમારાપણું હશે, તો પ્રેમના, સેવાના અને પવિત્રતાના તમારા પરવાનાને, તમારા અધિકારને બંધારણની જરૂર નહિજ પડે એ ખાત્રીથી માનજો. એ પરવાનો મેળવવાને લાંબી ઉમેદવારી કરવી પડે, ધીરજ અને ખંત, શુદ્ધ દાનત

અને આત્મ નિરીક્ષણ પ્રગતિ માટે વ્યાકુળતા અને શુદ્ધ જીવનમાં શ્રદ્ધા હશે તો તે પરવાનો મળશે

એક બે બાબતો લખી પત્ર પૂરો કરીશ. પ્રથમ તો વ્યાયામમંદિરના ઘણા ભાઇઓને "રઝળવાની" ટેવ છે. એટલે કોઈ પણ પ્રકારના નિશ્ચિત નિયમિત કાર્ય વિના સમયને ગમે તેમ ગાળી ગુમાવી દેવો તે. વ્યાયામમંદિરમાં કે ઘેર સૂતા હોય તો મોડા ઉઠીને ધીમે ધીમે મોડા પરવારી વાતોના ગપાટા મારવા એ પણ રઝળવાનું કહેવાય. દરરોજ નિયમિત જીવન ગાળવાની ટેવ અમૂલ્ય છે. વખત નકામો શા માટે જવો જોઇએ? બીજાઓને કામ માટે મળવાનું, વાતો કરવી, હસવું, રમવું, એ પણ કામ તરીકે કરવું જોઇએ. સમય નક્કી કરી બાકીનો વખત વાંચવામાં, વિચારવામાં, અભ્યાસ કરવામાં, અનેક પ્રકારનાં ઉપયોગી કાર્યમાં ગાળવો જોઇએ. આપણે એ ટેવ પાડવાની જરૂર છે.

*

## [ ૧૦ ]

**અમદાવાદ મધ્યે સર્વે ભાઇઓ,**

**બે** ત્રણ અઠવાડિયાંથી આવું છું પણ નહિ આવવા જેવો જ. મને અમદાવાદ વિષે ઘણી આશા છે, એ તો મારે જણાવવું જોઇએ. તમને બધાને મળીને વિશેષ પ્રગતિ કરાવી શકે એવો આપલેનો સંબંધ બાંધવાને છેલ્લાં ત્રણ

અડવાડીયાંમાં કાંઈ જ થયું નથી. નાનામાં નાના ભાઈ-ઓને પણ મળવાને હું ઘણો જ આતુર છું. કારણ કે બધાની પ્રગતિ જોઇ તેમાં આનંદ માનવાની મને ટેવ પડી ગઇ છે. તમે બધા મજબૂત થાઓ, તમે બધા પવિત્ર બનો, તમે બધા મહાન થાઓ. પ્રભુ એ પવિત્ર રસ્તે ચાલવાનું બળ આપણને બધાને આપે એવી મારી પ્રાર્થના છે.

ઘણીએ વાર હું તો તમને બધા ભાઇઓને કહી ચૂક્યો છું કે, વ્યાયામમંદિરનું લક્ષ્ય કેવળ શારીરિક નથી. આપણે તો નવા ગુજરાતના કામમાં પરિવર્તન કરી દેવું છે, નવા આવનારા વિદ્યાર્થીઓને આપણે નવા આદર્શો, નવા વિચારો નવા પ્રકારના જીવનથી ભરી દેવાના છે. આપણે બધો સમાજ પણ ફરીથી રચવાનો છે, આપણે શિક્ષણને નવી પદ્ધતિથી આપવું છે. આપણે સ્વતંત્ર થવું જ છે. આપણે જગતમાં પ્રભુનું રાજ્ય પ્રગટાવવું છે. મનુષ્યમાંથી દેવ થવું છે. આ આપણો હેતુ છે.

એને પ્રાપ્ત કરવાને માટે જીવન એ એક સાધન છે. તેનાથી આપણો આંતરવિકાસ થાય છે; આપણા વિચારો આદર્શો વગેરે ઘડતાં ઘડતાં આપણે પ્રગતિ કરીએ છીએ. અને તે માનસિક જીવન આપણા બહારના જીવન ઉપર ઘણી અસર કરે છે. બાહ્ય જીવન એ પણ આપણાં સ્વપ્નાંઓ, વિચારો, અને આદર્શોને ખરા કરી બતાવવાનું ક્ષેત્ર છે. આપણે તો તે બંનેને પસાર કરી આગળ વધવાનું છે. બાહ્ય અને આંતર બંને ક્ષેત્રો છે. આપણને વ્યાયામમંદિર દ્વારા અને બહારના જીવન દ્વારા પ્રગતિ કરવામાં મદદ કરે છે.

આપણે પોતે આ કાર્યમાં સાવધાન રહેવાની જરૂર પડે છે. આપણા અંતરમાં ચાલી રહેલા વિચારોને આપણે જોવાની ટેવ પાડવી જોઇએ. આપણે વિકારોને જુદા પાડી તેમની પરીક્ષા કરવાનો અભ્યાસ પણ પાડવો જોઇએ. દરરોજ ગમે તે કાર્યમાં પરોવાયલા હોઇએ તો પણ આપણા અંતરમાં શું ચાલે છે? આપણું મન શું કરે છે? તે જોવાનો અભ્યાસ પાડવાની જરૂર છે. આ ટેવથી આપણા ખરાબ વિચાર તુર્ત જ પરખાઇ આવશે.

બ્રહ્મચર્યમાં આધ્યાત્મિક અને શારીરિક એવી અદ્ભૂત શક્તિઓ આવી રહેલી છે. ભાઇઓ! આ બાબત વાદ-વિવાદની નથી, વર્તનની છે. મારી તમને બધાને ખાસ સલાહ છે કે, ૧૨ વર્ષ સુધી મન, વાણી અને કર્મથી અખંડ બ્રહ્મચર્ય પાળીને પછી તમે પૂછો. એ પ્રમાણે એ કાર્ય કર્યા વિના, એ પ્રમાણે પાયો મજબૂત કર્યા વિના કઇ ઈમારત તમે ચણી શકશો? આપણી સર્વ સિદ્ધિઓનો 'બ્રહ્મચર્ય' એ તો મુદ્રા લેખ છે. બ્રહ્મચર્ય પાળવામાં નિષ્ફળ થાઓ તો પણ ડરો નહિ. યાદ રાખો કે ખરું બ્રહ્મચર્ય કેવળ શરીરનું નથી પણ મુખ્યત્વે મનનું છે. જ્યારે જ્યારે મન હલકી વાસનાઓ પ્રત્યે જાય છે ત્યારે ત્યારે માણસ અને પશુ બંને સરખાં જ થઇ રહે છે.

બ્રહ્મચર્ય વિષે તો મને મોહ જ લાગ્યો છે, કારણકે આજકાલના જુવાન વર્ગ માટે એની ઘણી જ જરૂર લાગે છે. એના વિના આપણી ઉન્નતિ કદી થવાની નથી. બસ! નિશ્ચયપૂર્વક પવિત્ર થવાના વ્રતને વળગી રહો. આપણો ઉદય એના ઉપર આધાર રાખે છે.

આપણા ભાઇઓએ તો કડણ વૃત્તનું પાલન કરવાની બહુ જ જરૂર છે. આપણે બધાએ એક બીજાની પ્રગતિમાં ઘણો રસ લેવો જોઇએ. તમારી પ્રગતિ જાણીને અથવા જોઇને ઘણો જ આનંદ થાય છે. તેથી જ તમે બધા પ્રગતિ કરો એવી મારી અંતરની વાંછના થયા કરે છે.

કેટલાક મોજમઝામાં જ સર્વ સુખ માની બેઠા છે હું પોતે નિર્દોષ આનંદની અને પવિત્ર મોજની વિરુદ્ધ નથી. હું એમ પણ માનતો નથી કે માણસે કદી હસવું જ ન જોઇએ, પણ એમાં અને મોજમઝા માણવામાં ઘણો ફેર છે. જે મોજમઝા આપણી ફરજ ચૂકાવે છે, તેના આપણે દાસ છીએ. હું તો એવી મોજમઝા પસંદ કરૂં કે જે મારી દાસ હોય, કોઇ પણ શરતે હું મારી સ્વતંત્રતા ગુમાવવા તૈયાર નથી. બધું જ્ઞાન ભલે આપણે મેળવીએ, પણ આપણે એ બધા અનુભવ જ્ઞાન મેળવવા માટે કરીએ છીએ, મોજ-મઝા માણવા માટે નહિ. એવી વૃત્તિ આપણા મનમાં હંમેશાં હાજર રહેવી જોઇએ. આપણે ગુલામ મટી સ્વતંત્ર થવું જોઇએ.

આત્માના ગૌરવથી દેશ બચશે. વસ્તુઓના જથ્થાથી નહિ. આપણે ભવિષ્યનું ઉજ્જવળ જીવન દેશમાં જાગૃત કરી જુનાં બીબાંઓ ભાંગી તેને નવાંમાં પરિવર્તન પમાડવાનાં છે. આપણે અસલી રિવાજોનો ત્યાગ કરવાનો છે, પણ તે કેવળ ભાંગવા ખાતર નહિ. સહૃદય પ્રયત્ન ચાલુ હશે તો બધું આપોઆપ આવી મળશે. આપણે પોતે તૈયાર થવાની ઘણી જરૂર છે. માટે દરેકે દરેક નાના મોટાઓ જાતે તૈયાર થાઓ, પવિત્ર થાઓ. એક બીજાની સેવા કરો એ જ ઉપાય છે.

જમીએતરામની ખડકી, **ભરૂચ**, ૧૯૨૨.

*

[ ૧૧ ]

વહાલા ભાઇઓ,

.........માં મર્દ લોકો છે. તમે મર્દ થાઓ એ મારી તમને પહેલી સલાહ છે. દર મહિને એકવાર છાવણીમાં પડાવ નાંખો અને એકવાર ટેકરા ટેકરી કરો. એ બહુ સારૂં છે. એ તમે કરશો એવી આશા છે. ત્યાં તમે કમાવા માટે અખાડામાં એક શાળ મૂકી શકો એમ છો. તેને માટે અને સહકારી મંડળને મજબુત બનાવવા પ્રયત્ન કરજો.

.........ભાઇને માટે રંગ બનાવવાનું નાંદોદ જઇ શીખી લેવું ઠીક પડશે .........ભાઇએ તો વ્યાયામ, બ્રહ્મચર્ય, વાચન, સેવાવ્રત પાળી પોતાના ક્રોધને વશ કરવાનું શિખવું તથા બીજા બધા ભાઇઓએ આળસ, કુસંપ, ઇર્ષા છોડી પોતપોતાની ખામી જાણી તેને સુધારવાને માટે અને રોજ સેવાનાં કર્મો કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. કોઇ પણ આપણો બંધુ વ્યાયામમંદિરમાં પા થી ળા નવરો ન બેસે એવી મારી ખાસ ઇચ્છા છે. તમે મારા પર જે પ્રેમ રાખો છો તેને તમે આપણા વ્યાયામમંદિરની સેવાના રૂપમાં ફેરવી નાખો. જેઓમાં મનની નિર્બળતા હોય, આત્મામાં વિશ્વાસ ન હોય તેઓએ તે મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. નાનાઓ પ્રત્યે જેટલો પ્રેમ હોય તેટલો ઓછો છે. આખું ભવિષ્ય તેમના હાથમાં છે એટલે એમને ખરાબ ગણીને અળગા કરતા નહિ. પરંતુ રમતમાં અને કસરતમાં એમની ઉન્નતિ થાય એવા પ્રયત્નો કરજો. કુસ્તીમાં ઢીલા

ન પડતા. સેવા અઘરી લાગે તેથી કંટાળતા નહિ. બીજા બહારનાઓને પણ તમારા ભાઇ પ્રમાણે ગણજો, અને વ્યાયામ-મંદિરમાં આવનારાઓની સંખ્યા કાયમની રહે તે માટે યત્ન કરજો. હમણાં પરસ્પર જેવો પ્રેમ છે તેમાં વધારો કરજો. એક બીજાને પૈસાની, પુસ્તકની તથા યોગ્ય સલાહની મદદ કરતા રહેજો. બીજાઓને માટે પણ નિઃસ્વાર્થ-તાથી ભોગ આપતાં શીખજો. બીજાને આપી દઇને રાજી થતાં શિખજો. બીજાને માટે સહન કરવામાં આનંદ માનતાં શિખજો. કોઈપણ આત્માની સેવા કરીને જીવનને સાર્થક ગણજો આટલું કહેવાનું છે. અખાડાને માટે સામાન્ય સૂચનાઓ વાંચી જજો. અને ભવિષ્યમાં પણ એકમેકથી છૂટા પડવાનો વિચાર કરતા નહિ.

**પોંડીચેરી,** તા. ૧૫–૩–૧૯૨૩

*

## [ ૧૨ ]

**નડિયાદના સર્વે નાનામોટા ભાઇઓ,**

**જય ત** અહીં મારી તબિયત સારી છે. તમે બધા નિયમીત રીતે કાર્યને આગળ ધપાવતા હશો જ એ બાબત મને જરા પણ શંકા નથી. કુસંપને જેમ બને તેમ દૂર રાખવા પ્રયત્ન કરશો. ઇર્ષા દાખલ થાય નહિ તે પણ સમાલજો. આપણે કાર્ય કરવાનું છે. સત્તા ભોગવવાની નથી

તે બધાએ યાદ રાખવું. રોજ આપણે બનતા સર્વ પ્રયત્ને કાંઇને કાંઈ કાર્યમાં પરોવાયલા રહેવું. જાતે પ્રગતિ કરીએ તો જ બીજાઓની પ્રગતિમાં મદદ કરી શકાય. બધાથી એક જ પ્રકારનું કામ એક જ રીતે થઇ શકે નહિ માટે કાર્યકર્તાઓએ બધા પાસેથી એક જ જાતના કામની માગણી કરવાની ભૂલ કરવી નહિ. તેમ બીજી બાજુએ દરેક ભાઇએ પોતે જાણી જોઈને કામમાંથી ગાબચું કાઢે છે કે નહિ તે બાબત ઉપર ખાસ સાવચેતીથી નજર રાખવા ખૂબ પ્રયત્ન કરવો. ભાઈચારો ભૂલશો નહિ.

**પોંડીચેરી,** તા. ૨૪–૬–૧૯૨૩

*

## [ ૧૩ ]

**અમદાવાદ મધ્યે, સર્વે બંધુઓ,**

**ત્યાંની** હકીકત જાણીને ઘણો જ આનંદ થયો, કારણકે જે કાર્ય હું મારૂં માનતો હતો તે હવે આપણું બધાનું છે એમ આપણામાંના ઘણા સમજતા થયા છે. કાર્યની સંગીનતાનો આધાર એ ભાવના જાગૃત કરવા ઉપર રહેલો છે. લેખની તારીખ છે તો લાંબી, પરંતુ હું લખીશ જ એવું વચન આપી શકતો નથી, તો પણ કયા વિષય ઉપર તમે લેખની આશા રાખો છો તે વધુ મતે જણાવશો તો બનતો પ્રયત્ન કરીશ.

રવિવારની સભા સારી રીતે ચાલે છે એ જાણીને પણ ઘણી શાંતિ થાય છે. કારણકે શારીરિક ઉન્નતિ એ આપણું એક જ કાર્ય નથી. મનુષ્ય મૂખ્યત્વે કરીને મનોમય પ્રાણી છે એમ સ્વીકારીએ છીએ. અને તેના અંતરનો આવિર્ભાવ કરવા માટે પ્રાણ, મન, શરીર – વિગેરે સાધનોને તેણે પૂર્ણતાએ પહોંચાડવાં જોઇએ. ગુજરાતના નવજુવાનોમાં આત્મશ્રદ્ધા, અભય, શક્તિ, વીર્ય, સાહસ, જ્ઞાન અને સેવાનો કેવી રીતે સંચાર થાય એ આપણે જોવાનું છે. જેના દ્વારા થઈ શકે તેવું હોય તો આપણે કરવાને યત્ન કરવો ઘટે છે. જીવનના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શો ઘડતા જવા, જીવનમાં ઉતારતા જવા અને સમાજમાં જેઓ તેમને સ્વીકારી શકે તેમને આપતા જવા એ જ આપણો આદર્શ છે.

ચિત્રકામમાં નવીન દૃષ્ટિ, સ્વતંત્ર પ્રતિભા તથા આત્માના ઉંડા ભાવોને પ્રદર્શિત કરવાને યત્ન થવો જોઇએ. ફક્ત અનુકરણ ભલે શરૂઆતના વિદ્યાર્થીઓ કરે, પરંતુ, આગળ વધેલાઓએ તો નવીન સર્જનશક્તિનો પોતાના ચિત્રકામોમાં આવિર્ભાવ કરવા યત્ન કરવો જોઇએ. સ્થૂલ વસ્તુઓનું આબેહૂબ ચિત્ર દોરવા કરતાં સૂક્ષ્મ ભાવોને રૂપ આપવા યત્ન કરવો. તથા તેમાં ફ્લેક્ટ મેળવવી એ કળાનો ઉચ્ચ હેતુ છે એવું કામ જોવાની ઇચ્છાવાળા વિદ્યાર્થીઓએ પુરાતત્ત્વ મંદિરમાં જઈ "Rupom"ના માસિકમાં નંદલાલ બોઝની કૃતિઓ જોવી. બીજી પણ ખૂબ જાણવા જેવી માહિતી તેમાંથી મળશે.

Cooperativeને ખીલવો તો સારૂં એવી મારી સૂચના છે. પ્રત્યેક વખતે ફંડ મળશે તો ખરૂં, પરંતુ જેમ બને તેમ જલદી સ્વતંત્ર થવા જેવી મઝા નથી એ યાદ રાખશો.

સર્વે બંધુઓ આંતર જીવનમાં પ્રગતિ કરવાને મથતા હશો એવી આશા રાખું છું. આત્મનિરીક્ષણ, તટસ્થભાવ, સંયમ, સેવા વિ. આંતરજીવનની શરૂઆતમાં આવી જાય છે. ત્યાર પછી પ્રગતિ થઇ શકે. બુદ્ધિ, વ્યવસ્થાશક્તિ, હિંમત, સેવાભાવ, સર્વ માટે સમાન પ્રેમ, સ્વભાવમાં શાંતિ, ચારિત્રમાં નિશ્ચય તથા વીરતા સાથે સમતા અને ઉદારતા વિગેરે ગુણો મળે તે માટે યત્નની જરૂર છે.

**પોંડીચેરી,** તા. ૨૭–૮–૨૩

*

## [ ૧૪ ]

**ચિ. ભાઈ......... તથા સર્વે બંધુઓ,**

**હોળી** સારી રીતે ઉજવાઇ તે જાણ્યું. સર્વે બંધુઓમાં ભ્રાતૃભાવની ભાવના ઉલટભેર વધતી જાણીને ઘણો જ સંતોષ થયો છે. મહિનામાં એક વાર તો **"ટેકરાટેકરી"** રાખવી. તથા બે મહિને (મોડામાં મોડી) એક છાવણી નાખવી જોઇએ, તથા તેમાં મોટાઓએ ભાગ લેવો જોઇએ. મોટાઓએ પણ લઢાઈ કરવી જોઇએ, તથા નાનાઓની

જોડે રહી જાતને તપાસતા રહી તેમની સેવા કરવાનો યત્ન કરવો જોઇએ. મોટાઓએ અન્યોન્ય પણ સેવાભાવથી સહાય કરવાને મથવું જોઇએ.

જૂનાઓ તો દરેક જમાનામાં "રૂઢિરક્ષક" Conservative and Conventional જ હોય છે. અખાડાઓના છોકરાઓમાંના જૂના એવા જીર્ણ થઈ જાય, તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. પરંતુ જેમ જૂનાં સારાં મંદિરોમાં જીર્ણોદ્ધાર કરવામાં આવે છે, તેમ તેવા બંધુઓના જીર્ણોદ્ધાર કરવા બને ત્યાં સુધી ચૂકવું નહિ. તેઓ ઉપયોગી ઘણા છે. તરવાર જૂની થાય, એટલે કાટ ચઢતાં કામ લાગતી નથી, તેમ તેવાઓનું થાય છે, પરંતુ ફરીને સરાણે ચઢાવીને કાટ દૂર કરી નાખો તો કોઇવાર નવી તકલાદી તરવાર કરતાં અસલી પોલાદ–જો પોલાદ હોય તો–સુંદર કામ આપી શકે છે. નવી પણ પોલાદની તરવાર હોય તો પૂછવું જ શું?

આપણે જે સંસ્થાઓ ચલાવીએ છીએ, તે બીજી સંસ્થાઓના જેવી યાંત્રિક નથી, તે સજીવ છે. ત્યાં આવનારાઓના જીવન ઉપર તેના જીવનનો આધાર રહેલો છે. આપોઆપ પોતાને જરૂરની શક્તિ પેદા કરી શકે એવું એન્જીન વધારે કામ આપે, અને બીજી વખતે ઓછું આપે, તેમાં દોષ તેના પોતાના અંતરનો છે. કારણકે એ શક્તિ અંતરમાં ઉપજે છે. બહારથી તેને કોલસાની કે પાણીની જરૂર પડતી નથી. શક્તિ ખૂટે એટલે પાણી ખૂટયું એમ માનવું ભૂલભરેલું છે. શક્તિ ખૂટે એટલે પાણી ખૂટયું એમ કદી પણ માનશો નહીં. શક્તિ અનંત અનાદિ છે.

શક્તિ ખૂટવાનો અર્થ જ એટલો થાય કે કૂવામાંથી પાણી ખેંચનારની તાકાત ખૂટી – ઝરણામાં પાણીનો ઉપયોગ કરનાર થાકયો.

મહાન આદર્શોને જેમ વધારે આચરશો, તેમ તે શક્તિ પ્રગટ થશે. જેમ પ્રતિક્ષણ દરેક કાર્યમાં જાગૃત રહીને સેવાભાવ, કર્મયોગ, સંયમ, વ્યવસ્થા, ભ્રાતૃભાવ, દ્વેષનો નાશ, પવિત્રતાની પ્રાપ્તિ, વગેરે કરવા મથતા રહેશો, તેમ તેમ તેનો ફૂવારો વધારે ઉંચો ઉડતો જણાશે. જાતને વિસરતાં શીખતાં તે ઝરણ ફૂટ્યા વિના નહીં રહે. સાચી આધ્યાત્મિક પ્રમાણિકતા રાખી, સહૃદયતાથી, શુદ્ધભાવે ઈશ્વરને સત્ય માર્ગ બતાવવા કહેશો કે તુર્ત તે શક્તિ તમને જણાવવા લાગશે. મહા મુશીબતો પડશે, થાક લાગશે ( માનસિક ) વારંવાર હારી જવાશે, ફરી ફરીને પડાશે છતાં ઉપનિષદો કહે છે – नान्यः पन्थाः विद्यते બીજો માર્ગ છે જ નહિ. બળહીન થતાં તે માર્ગે જવાશે જ નહીં.

માટે અડગશ્રદ્ધાની જ્યોત પ્રગટાવી, સતત આંતર અને બાહ્ય પ્રયત્નરૂપી આહૂતિ આપવાની શરૂઆત કરવામાં આવે તો તમને પોતાને અંતરમાં એક પ્રકારનો ઉલ્લાસ, ઉત્સાહ, પ્રસન્નતા, શાન્તિ, મનની સ્વચ્છ અને ગળીગળફા વિનાની સ્ફટીક જેવી નિર્મળ સ્વપ્રકાશ અવસ્થા, ઈચ્છાઓના હુમલા થવા છતાં તેમને રોકવાની બળની વૃદ્ધિ – વગેરે અનેક નિશાનીઓ પ્રગતિની આશા આપશે.

વળી મોટા તથા જુના બંધુઓમાં એવી શિથિલતા જણાય, તેથી જેઓ કામમાં નવા જોડાએલા હોય તેમણે

અથવા તો જેઓ અંતરને જાગૃત રાખી શકે એવા હોય, તેમણે નિરાશ, નિરૂત્સાહ કે કાર્યમાં મંદ થવાનું નથી. લઢાઇ ચાલતી હોય તેમાં કેટલાક હથિયાર મૂકી દે માટે જેઓ ખરેખરી ઝપાઝપીમાં હોય, તેમણે શસ્ત્ર છોડવાં એ યોગ્ય નથી. વ્યાયામમંદિર સંસ્થા નથી, તે એક પ્રકારની ભરતીનું કાર્ય છે. જ્યારે જ્યારે ભરતીનું બળ ઓછું હશે ત્યારે ત્યારે તમને ઓછાપણું જણાશે. જાગૃતિનાં તોફાની પાણી જેમના અંતરમાં જોસભેર વહી રહ્યાં હશે, તેઓ એ સંસ્થા જેવી છે તેવી ટકાવી શકશે. જેમનામાં પ્રવાહ મંદ પડશે તે સંસ્થાને મંદ પાડશે.

મેમ્બરો કરવાનું કામ ચાલે છે, તે જાણી ઘણો આનંદ થાય છે. હું ધારૂં છું કે હવે પૈસાની જરૂર નહિ રહે. ધીમે ધીમે દરેક મ્યુનિસિપાલીટી ગામની સંસ્થાને જરૂરના પૈસા તો આપશે. હમણાં નહિ, તો થોડા વખત પછી. અમદાવાદ મ્યુનિ૦ જમીન માટે તજવીજ કરે તો, મોડું વહેલું મોટું ચોગાન આપણી સંસ્થાને મળે. એટલા માટે તજવીજ ચાલુ રાખી લખાણ કરવાનું પડતું મૂકવાનું હું યોગ્ય નથી ધારતો. ધીમે ધીમે ૧-૨ વર્ષે પણ એનો નિકાલ આવશે એમ મને લાગે છે.

નવેમ્બર-૧૯૨૩, **પોંડીચેરી**

*

[ ૧૫ ]

ચિ. ...... તથા અન્ય બંધુઓ,

**પ્રો. મલકાનીએ** કરેલી ટીકા અને સૂચનાઓ-વાળી પ્રજાબંધુની કાપલી તમે મોકલી આપેલી, તે મને મળી છે. પ્રો. મલકાનીને હું જાતોજાત ઓળખતો નથી. પણ મને આનંદ થાય છે કે જાહેર જનતામાંથી કેટલાક જણ આપણા કાર્યકરોને સૂચનાઓ આપવા લાગ્યા છે.

આવી ટીકાઓ અને સૂચનાઓમાં જે કાંઈ સત્ય સમાએલું જણાતું હોય, તેનો લાભ લઈને આપણા જ્ઞાન ભંડોળમાં આપણે ઉમેરો કરવો જોઈએ અને આપણા કાર્યમાં તેને ઘટાવવા હંમેશાં તત્પર રહેવું જોઈએ. આપણો યોગ કર્મયોગ છે અને આપણે તે ભાવનાથી કાર્ય કર્યે જવાનું છે. આસક્તિ વિના અને પ્રશંસા કે નિંદાથી આપણી ભાવનાને ઢીલી પડવા દીધા સિવાય આપણને જે કાંઈ સત્ય જ્યાંથી મળે, ત્યાંથી તેનો સ્વીકાર કરવા યત્ન કરવાનો છે. તમે મોકલેલી કાપલી વાંચીને નીચેના વિચારો જણાવું છું.

'સંગીત અને શારીરિક ઉન્નતિ પ્રત્યેનો પ્રેમ હજી હમણાં જ શરૂ થયેલો છે.' એ શ્રી. મલકાનીના વિધાનની સાથે હું સહમત થતો નથી. અખાડાઓ ટૂંક વખતમાં શરૂ થઈ ગયા નથી. અખાડાની પ્રવૃત્તિનો જાહેર જનતાએ સ્વીકાર કર્યો, તેની પહેલાં ૧૫ વર્ષથી મૂગું કામ થઈ

રહેલું હતું. અને તે કાર્ય મારા એકલાથી નથી થયું. તે કાર્ય કરનારાઓ તો અણપ્રીછ્યા જયાનંદો અને નારાયણો —મૂગા પંડ્યાઓ અને ચંદ્રશંકરો—વગેરે હતા. જેમણે વિરોધી વાતાવરણની સામે થઇને આટલી પ્રગતિ સાધી છે. શારીરિક કેળવણી પ્રત્યે આપણા લોકોને પૂરેપૂરી સૂગ હતી. અખાડામાં જવાની તો વાત જ ન હતી. તે કાર્ય ધંધાદારીઓનું — પૂરેપૂરા ગુંડાઓનું — ગણાતું. તે ધંધાદારીઓ —ઉસ્તાદો -ઘણુંખરૂં તેમની શારીરિક શક્તિનો દુરૂપયોગ કરતા. વળી તે કાળમાં અખાડે જવાનું જોખમભરેલું પણ ગણાતું. તમારાં હાડકાં તૂટી જશે, હાથ પગ ભાંગી જશે. એમ ચારે બાજૂ લોકો ચેતવણીના સૂર કાઢતા હતા. જાહેર જનતાનું વલણ આવું હતું ત્યારે બીજી બાજુએ ધંધાદારી ઉસ્તાદો કંઇ પણ શીખવવાને રાજી ન હતા. આપણી દેશી પદ્ધતિનો વ્યાયામ અમારે તેમની પાસેથી મેળવવાનો હતો. તેઓ પૈસા માગતા હતા. પૈસા આપવા છતાં ય, પોતાની ગુપ્ત વિદ્યા શીખવવા તૈયાર ન હતા. એવા વિકટ સંજોગોમાં પણ અમે તે મેળવ્યું છે તે હું દાવાપૂર્વક કહી શકું છું. વળી જાહેર જનતાના મત બદલવાનું કામ પણ કરવાનું હતું. અને મને લાગે છે કે તે પણ આપણે કર્યું છે. ધંધાદારીઓ પાસેથી હિંદી વ્યાયામશાસ્ત્ર મેળવીને જુવાનોને એ શાસ્ત્ર આપવું એટલો જ મારો હેતુ ન હતો. "મારે" ને બદલે "આપણો" હેતુ કહેવો વધારે યોગ્ય છે. મારે તમને આપણો હેતુ સમજાવવો જોઇએ. આપણે માત્ર શારીરિક ઉન્નતિ માટે આ બધું કરતા ન હતા. આપણો આદર્શ તેથી વધારે ઉચ્ચ અને વિશાળ હતો. હાઈસ્કૂલો અને

કોલેજોમાં જે થતું ન હતું, તે આપણે કરવું હતું અને હજી પણ કરીએ છીએ. આપણી સંસ્થાઓમાં આપણે માણસો ઘડવા હતા. જે વખતે કાર્ય શરૂ કર્યું, તે વખતે પાસે પૈસા ન હતા, સમ ખાવાને પાઈ સુદ્ધાં ન હતી, માણસ પણ ન હતા. કાર્ય કરનારાઓને નભાવવા પૂરતું જાહેર ફંડ આજે પણ નથી. આપણી સંસ્થાઓ આપણા વિદ્યાર્થીઓ આપણા કાર્ય કરનારા અને આપણા માણસો ચલાવે છે. અને ઇશ્વરનો પાડ માનીએ કે આપણી પાસે કેટલાક માણસો છે, જે કામ કરે છે અને ભવિષ્યમાં કર્યા કરશે.

વળી, આપણો હેતુ મઝા કરવાનો પણ ન હતો. માટે ભારપૂર્વક તે જણાવવું જોઇએ કે તે વખતે કોલેજના ક્રિકેટ ગ્રાઉન્ડ ઉપર ટેનીસની રમતમાં અને ફૂટબોલની ટીમોમાં ઘણી મઝા હતી. જો મઝા મેળવવાનો જ અમારો હેતુ હોત તો, સોસીયલ ગેધરીંગ અને મુનલાઈટ ગેધરીંગમાં પુષ્કળ મઝા હતી. પણ મઝા મેળવવા માટે અખાડાઓ ન હતા. અમારે તો સંગીન માણસો ઘડવા હતા. અમારે દેશના કાર્યકર્તાઓ પેદા કરવા હતા. અમારે દેશભક્તો નીપજાવવા હતા. અમારે એવા માણસો જોઈતા હતા જે જીવનને મૂઠ્ઠીમાં લઇને ફરે, જે નિઃસહાયની પડખે ઉભા રહે અને જેઓ પોતાની બંદુકને વળગી રહે. આ હેતુ કેટલે અંશે સધાયો છે તે હું કહી શકું નહિ પણ આપણો હેતુ મઝા માણવાનો ન હતો પણ "સાચા માણસો" પેદા કરવાનો હતો એ સ્પષ્ટ કરવા માટે આ લખું છું.

અત્યારે એમ લાગે છે કે બીજી કેટલીક કલબોના જેવી આપણી પણ કેટલીક સંસ્થાઓ હોય જ્યાં લોકો મઝા

માણવા આવે એ ઇચ્છવા લાયક છે. મને પોતાને પણ એવી સંસ્થાની જરૂર લાગે છે. પણ તે આપણા અખાડામાં નહિ. ભલે આપણામાંનો કોઈ એક હેતુપૂર્વક મઝા મેળવવા માટે જ એવી કલબ શરૂ કરે, સભ્યો નોંધે, દેશી અને પર-દેશી ઘર રમતો રમે, આનંદ કરે, વનવિહાર કરે, પગપાળા ટૂંકા પ્રવાસો યોજે. પણ આપણે અખાડામાં જે કરીએ છીએ, તે તો તદ્દન જુદું જ છે — નિદાન હોવું જોઇએ.

ઉત્સવ કરતી વેળાએ ભદ્રના કાર્યકર્તાઓના મોં પર આનંદ ન જણાયો એમ શ્રી. મલકાનીએ જણાવ્યું છે તેની સાથે હું સહમત છું. જ્યારે કાર્યકરો પોતાની સંસ્થાનો હેવાલ જાહેર જનતા આગળ રજુ કરતા હોય, ત્યારે માત્ર તેમના મોં ઉપર આનંદ જોવા હું માગતો નથી. શ્રી. મલકાનીને એ ખ્યાલ નથી કે વિદ્યાર્થીઓ પોતે જ સંસ્થાના કાર્યકરો હોય છે, અને જ્યારે તેઓ કાર્યકરની કક્ષામાં આવીને ઉભા રહે, ત્યારે પોતે સ્વતંત્ર હોય અને જેવા આનંદી દેખાય તેવા આનંદી તે વખતે રહી શકતા નથી. પણ જો શ્રી. મલકાની ઉત્સવ પૂરો થયા પછી તમને બધાને આનંદ અને ગમ્મત કરતા તથા હાસ્યથી ચોગાનને ગજાવતા જોયા હોત, તો મને લાગે છે કે તેમને આનંદની અવધિ દેખાઇ હોત. તોપણ હું આપણા બધા કાર્યકરોને સલાહ આપું કે પોતાના કાર્યમાં આનંદ મેળવે. લોકોને એક તમાસો બતાવવાનું આપણને પાલવી શકે નહિ, આપણે તો લોકોને આપણું 'કામ' બતાવવાનું છે.

ભદ્રની સંસ્થા હજી બાળપણમાં છે, અને તેથી શારીરિક વિકાસ સંબંધીની ટીકામાં સત્ય સમાયેલું હશે. શ્રી. મલકાની

ભૂલી જાય છે કે આપણને ઘણો કાર્યક્રમ વખતના અભાવે કાપી નાખવો પડતો હતો, નહિ તો તેમને સમજાત કે ડ્રૅમ અને હાથની હીલચાલો આપણે માટે નવી નથી.

વળી તેમણે એમ જણાવ્યું છે કે ડ્રીલમાં સિપાઇની વ્યવસ્થિતતા હોય તેટલું જ પૂરતું નથી, એ તેમના અભિપ્રાય સાથે હું સહમત નથી. આપણને એક વસ્તુની જરૂર છે અને તે એ કે આપણા ઘણા જાણીતા કાર્યકરોમાં પણ સિપાઇની વ્યવસ્થિતતાની ખામી, આપણે બહુ બોલકણા, વધારે વિચારક, અને ઘણા જ દલીલબાજ છીએ.

અલબત્ત, જ્યારે દલીલ કરવાનો સમય હોય, ત્યારે ભલે આપણે દલીલ કરીએ. પણ જ્યારે લશ્કરી નિયંત્રણનો સમય હોય ત્યારે તે પણ હોવું જોઇએ. નાગરિકો ઘડવાની આપણી પોતાની પદ્ધતિ છે. આપણા રવિવર્ગો, પુસ્તકાલય, હસ્તલિખિત સામયિક, અને આપણા વાર્તાલાપો છે. એ રીતે આપણી સંસ્થાઓમાં આપણે નાગરિકો ઘડવાને યત્ન કરીએ છીએ.

તેમણે કરેલી સ્વચ્છતાને લગતી ટીકાને હું સ્વીકારૂં છું અને મારો તેને માટે આગ્રહ છે કે આવી ખોડ આપણે જેમ બને તેમ જલદીથી નાબુદ કરવી જોઇએ. આપણી સ્વચ્છતાની ભાવના એટલી હદ સુધી ખીલવવી જોઇએ કે કોઈ પણ જાતની શારીરિક અસ્વચ્છતા સહન કરી શકીએ નહિ (અને માનસિક અને નૈતિક તો તેથી પણ ઓછી.)

કુસ્તી, લાઠી, અને લકડી માટે હું શ્રી. મલકાનીને સારંગપુર કે નડિયાદની સંસ્થાઓ જોવા ભલામણ કરૂં છું. મને લાગે છે કે તેમને તેથી પૂર્ણ સંતોષ થશે. ૯૭ ભદ્ર

તેની બાલાવસ્થામાં છે; અને જેને આ કામનો જાત અનુભવ ન હોય, તેને ભાગ્યે કલ્પના પણ આવી શકશે કે એ સંસ્થા કેવી વિકટ પરિસ્થિતિમાંથી પસાર થઇને ઉભેલી છે. આપણે આબુના પ્રવાસે ગયા હતા અને રસ્તો ભૂલતાં કલાકો સુધી પાણી વિના તરસ્યે મર્યા હતા. એ હકીકત તેમને વંચાવો. આપણે સંકટોની સામે થઇએ છીએ ત્યારે શું કરીએ છીએ તેનો ખ્યાલ આવશે. આપણો હોળીકોત્સવ હવે પાસે આવે છે, અને તે વખતે માણેકચોક બજારમાં અને ખાડિયા ચાર રસ્તા પરના આપણા લકડી જંગો તેમને જોવા દો. તમને યાદ હશે કે શ્રી. દાભોલકરના પ્રમુખસ્થાને જ્યારે સારંગપુર અખાડાનો ઉત્સવ ઉજવ્યો તે વખતે ભયંકર લકડી જંગ ખેલેલા હતા. લકડીની મારામારી આટલી હદ સુધી ખીલવવા માટે તેમણે મને મીઠો ઠપકો પણ આપ્યો હતો. તે જંગમાં એક બાજુ ૩ જણ અને બીજી બાજુ ૬ જણ હતા. એ પણ યાદ હશે કે તે વખતે થયેલા કેટલાક લકડીના ઘાનાં ચાડાં ૩ મહિના સુધી ગયાં ન હતાં. તે કાંઈ ભયંકર નથી, તેમજ અઠવાડિયાના ૨૬૦ માઇલ ચાલીએ છીએ ત્યારે સ્પષ્ટ જણાય છે કે આપણે નિઃસહાય પણ નથી. બોકસર ન હોય, તેવા પણ બોકસીંગ કરે છે, અને રસોયો ન હોય તેવા રસોઈ પણ કરે છે. આપણે જનસમાજને તો એ સમજાવવાનું હતું કે આપણી પ્રવાસની ટુકડીઓમાં વધુ સંખ્યામાં પોતાનાં છોકરાંને મોકલે અને તેમની ખાત્રી થશે કે તેઓ તેમની જાતે દરકાર લઈ શકે તેવા છે. હું જાણું છું કે તેમનામાં શક્તિ હોય છે, તેઓ તેનો ઉપયોગ કરતા નથી.— તેને જીવનમાં ઉતારતા નથી.

કાપલીવાળા ચર્ચાપત્રનો જવાબ આપવાનું તમે મને લખ્યું છે. પણ એનો કાંઇ અર્થ નથી. શ્રી. મલકાનીએ છાપામાં ચર્ચાપત્ર મોકલ્યું તે પહેલાં તપાસ કરાવી હોત તો મને વધારે ગમ્યું હોત. કારણકે લોકો ચર્ચાપત્રીનો આશય સમજી શકશે નહિ અને સંભવ છે કે કેટલીક દિશામાં આપણી સંસ્થા સામે નજીવી મુશીબતો ખડી થાય. 'આનંદ મેળવવાનો આદર્શ' અને આપણી નજર સામે વર્ષોથી જે આદર્શ રાખેલો છે એ બેનું સમતોલપણું કેવી રીતે જાળવવું તેનો નિર્ણય તમારે કરવાનો છે. ચર્ચાપત્રીએ પોતાના વિચારો તમને ત્યાં જણાવ્યા હોત, કે મને અહીંઆં લખ્યા હોત, તો (પણ હવે તો ચર્ચાપત્ર છપાઇ ગયું છે એટલે અર્થ વગરનું છે) આપણે તે સ્વીકારત, અને ખાનગીમાં કહ્યા છતાં આપણે જે થઇ શકત તે કર્યું હોત.

તા. ક. તમને યોગ્ય લાગે તો આ પત્ર તમે શ્રી. મલકાનીને બતાવજો. મને પોતાને કંઈ વાંધો નથી.

૩જી જાન્યુઆરી, ૧૯૨૪, **પોંડીચેરી.**

*

## [ ૧૬ ]

**પરમ પ્રિય ...... ભાઇ,**

**ભદ્ર** વિષેના મારા વિચારો સારંગપુરના વાર્ષિક (દિવાળીના) અંકમાં તથા રમણલાલને લખેલા છેલ્લા

કાગળમાં મેં આપ્યા છે, તથા જ્યારે ત્યાં હતો, ત્યારે ભદ્રની રવિવારની સભામાં પણ આપતો. મને યાદ છે કે મેં ત્યાં એમ ચોક્કસ જણાવ્યું હતું કે "ભદ્રને હું આપણી બધી સંસ્થાઓમાં સૌથી વધારે અગત્યની ગણું છું." કારણ કે એની વ્યવસ્થામાં અને એના કાર્યમાં આપણી વ્યાયામ-મંદિરની કાર્યપદ્ધતિનો બરાબર ખ્યાલ આવી શકે તેમ છે. ભદ્રનું વ્યાયામમંદિર બાહ્ય દૃષ્ટિથી જોતાં નિષ્ફળતાથી ભરેલું છે, છતાં અંતરનાં ઉચ્ચ તત્ત્વોની શોધ કરતાં તે કદાચ સૌથી પહેલે નંબરે આવે.

મૂંગી તપસ્યા અને શાંત કાર્યનો નમૂનો તમે ત્યાં બતાવી શકો તેમ છો. ત્યાં કાર્યની શરૂઆત કરી ત્યારે મને કર્મયોગના અભ્યાસનાં છેલ્લાં પગથિયાંઓની ભારે તાલીમ મળેલી એ પણ તમને જણાવવું યોગ્ય લાગે છે. એ તો મેં હંમેશાં જોયું છે કે, "નિષ્ફળ કર્મ"નું પ્રતિ-પાલન કરવું જેટલું દેખાય છે, તેટલું સહેલું નથી. ભદ્રમાં હમણાં જે આશાનાં કિરણો દેખાય છે, તેના પાયામાં જે બળ છે તેના ઉપર જ આપણે ભવિષ્યની ઉન્નતિ કરવી ઘટે છે. કારણકે તે પાયો ભૂલતાં આખું ચણતર જુદી જ ઢબનું થવાની વકી છે. એ પાયો આપણા બંધુઓથી અજાણ્યો નથી. કાર્યની કિંમત બાહ્ય પરિણામો ઉપરથી યા તો દેખીતી સફળતા ઉપરથી જ આંકવી એ એક પ્રચલીત ભૂલ છે. આપણે જે હેતુ સાધવાને નીકળ્યા હોઇએ તેને માટે યોગ્ય પદ્ધતિ જ ગ્રહણ કરવી જોઇએ. આપણે પ્રચાર માટે બહાર પડીએ તો પછી તેના ઉપાયો જ લેવા જોઇએ.

આપણે "નવજીવન"નો વિકાસ કરવાનો હેતુ રાખીએ તો 'પ્રચાર' આપણો ગૌણ હેતુ જ રહે એ તદ્દન સ્વાભાવિક છે. સંખ્યા, સફળતા અને ફંડને બદલે ચારિત્ર, પવિત્રતા થોડી વ્યક્તિઓની તૈયારી એ આપણું મૂખ્ય ધ્યેય રહે તો તેમાં ખોટું નથી.

એ હેતુ આપણે બદલવો હોય તો બદલી શકીએ છીએ. મને પોતાને હજી સુધી તેમ કરવાનું કારણ જણાતું નથી. પરંતુ બધાની નજરમાં તેમ આવે તો જુદી વાત છે.

સારંગપુરનો હેવાલ ...... મોકલ્યો છે તે ઘણો સંતોષકારક છે. ફક્ત, પૈસા તથા વાર્ષિક સભાસદો કેટલા થયા તે લખ્યું નથી. હું ધારૂં છું કે હજી કામ શરૂ થયું નથી એટલે જ ચેતીને મૌન ધારણ કર્યું હશે. તેમણે વાંચવાની ચોપડીઓની યાદી મંગાવી છે તે લખી મોકલાવીશ. લેખ માગે છે. ( ...... ) તેને દિવાળીના અંકમાંથી છોટુભાઇના લેખની નકલ મોકલવા કહેશો. અથવા મૂળ નકલ મોકલવા સૂચના કરશો. બનશે તો તેમાં સમાગેલા મુદ્દાઓ ઉપર એકાદ લેખ લખવાનો યત્ન કરીશ.

સારંગપુરના પથ્થર સાંકળ વિ. પ્રયોગો વિષે મારો અભિપ્રાય જણાવી ચૂકયો છું. આપણે એ પ્રયોગો કરવાની કશી જરૂર નથી. એનાથી કેટલાકને નુકશાન પહોંચવાનો સંભવ છે. જેમણે આખી જીંદગી સખત કસરત કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હોય. અને શરીરની ઉન્નતિનો ધંધો કરવો હોય તેમને એ દિશામાં જવાને ઉત્તેજન આપવું. પરંતુ, બીજાઓને એ પ્રયોગની વચમાં પડવાથી નુકશાન થવાનો સંભવ છે.

ભદ્રમાં કાર્ય કરવા બાબત ...... ને મેં કેટલીક સૂચનાઓ આગલા પત્રમાં કદાચ આપી હશે. કદાચ ન આપી હોય તો ફરીથી એક બે સૂચનાઓ કરું છું. પ્રથમ તો એ કે આંતર શાંતિનો ભંગ ન થાય એવી રીતે બાહ્યમાં મગ્ન થવું. ગમે તેટલી મુશ્કેલીઓ આવે તો પણ મનને શાંત રાખીને વિચાર કરવો. શાંતપણે કાર્ય કરવું. એ શાંતિમાં નિશ્ચય હોવો જોઇએ. feverishness અતિશય ઉશ્કેરણી અથવા તો આંતર વ્યાકુળ ન રહે એ વિષે સાવચેતી લેવી.

૧૬ : ૧ : ૨૪, **પોંડીચેરી,** આર્ય ઑફિસ.

*

[ ૧૭ ]

**ચિ. ભાઇ,**

**જત** તારો તા. ૨૪મીનો લખેલો કાગળ મળ્યો. વાંચીને વ્યાયામમંદિરના જુવાનોમાં થયેલી અધીરાઇનો ખ્યાલ આવ્યો. વ્યાયામમંદિરના નવજુવાનો કોઇની પણ વાટ જોઇને મોંઢાં વિકાસી બેસી રહે એ શું ઉચિત છે? સંસ્થાનો આધાર કોઈ પણ વ્યક્તિ ઉપર રહે એ વસ્તુ-સ્થિતિ ઇચ્છવા જેવી નથી. મારા ઉપર જ વ્યાયામમંદિરો ટકે તેમ હોય, તો તેમનામાં હજી પૂરતું હૈવત આવ્યું નથી, એમ જ સમજવું જોઇએ. સંસ્થામાં એટલો પ્રાણ હોવો જોઇએ કે તેના પોતાના ચાલકોને પોતે ઉભા કરી શકે.

અને તેમનું જીવન ઘડે. વ્યાયામમંદિરનો અનુભવ કાર્યથી, અંતર અવલોકનની તીવ્ર વૃત્તિથી, આજુબાજુ જોવાની ટેવથી, તથા વાંચન, વિચાર કરવાની ચીવટથી, સેવાભાવને સતત જાગૃત રાખવાથી અને પોતાની આંતર પ્રગતિ કરવા માટે સદા જાગૃત યત્ન કરવાથી મળી રહે છે. સર્વેએ તે અનુભવ જીવનદ્વારા મેળવવો જોઇએ તથા સ્વતંત્ર વિકાસ માટે પણ પૂરતી છૂટવાળું વાતાવરણ મળે, તો વ્યક્તિનો વિકાસ થઈ શકે. બીજા અનુભવીઓ માટે આજુબાજુ રક્ષણ કરી શકે એવી વાડ હોય, તો સારૂં. એ ખરૂં છે, તો પણ પવિત્રતા અને સેવાભાવનો આદર્શ જાગૃત રાખનારાઓને તેનું રક્ષણ ન હોય અને તેને અભાવે કદાચ ભૂલો થાય, તોપણ અંતે અનુભવદ્વારા તેઓ જે કેળવણી મેળવશે, તે અમૂલ્ય ગણાવી જોઇએ.

મંડળના બંધારણમાં ફેરફાર ન કરવો એ જુદી વાત છે. પ્રત્યેક વ્યાયામમંદિરમાં આંતર વ્યવસ્થા સ્વતંત્ર રીતે થાય એ ઇચ્છવા લાયક છે. અને બંધારણ એવા પ્રકારનું થાય એનો સર્વેએ વિચાર કરવો જોઇએ. તે ઉપરાંત સમગ્ર મંડળને એકત્ર કરી તેને સંગઠીત કરવાને માટે પણ સર્વ વ્યાયામમંદિરનો વિચાર કરવો જરૂરનો છે.

હાજરી સારી રહેલી જાણીને આનંદ થાય છે. નૈતિક અને આંતર પ્રગતિ પત્રદ્વારા નહિ, પરંતુ આંતર પ્રયત્ન, ઉત્કટ સંકલ્પ (દૃઢ નિશ્ચય), પવિત્રતા માટે તીવ્ર વ્યાકુળતા, જીવનને સાર્થક કરવાની ધગશ, બુદ્ધિબળ કસવાની ઇચ્છા, સેવાભાવ વિગેરે ગુણો કેળવવા ઉપર રહેલાં છે. મારાથી

બતાવી શકાય તેટલો તે માર્ગ બતાવ્યો છે. આંતર પ્રગતિ એક બીજાને ઉછીની અપાતી નથી, તેમ બીજો કોઇ તે કમાઈ આપી શકતો નથી. અંતરમાં જુઓ કે એ પ્રગતિ કરવાને માટે સચ્ચાઈ આપણામાં છે કે કેમ? કે ફક્ત આપણે ઉપર ઉપરથી જ એવો વિચાર ધરાવી અંદર સત્તાનો લોભ, તોર, દમામ, વગેરેને આપણું અંતર વેચવા માગીએ છીએ. અને દ્વેષ, ઇર્ષાને ઘર કરવા માટે આપણા અંતરમાં વગર ભાડે સ્થાન આપી રહ્યા છીએ? પવિત્રતાને માટે ખરેખરી વ્યાકુળતા થઇ છે? શા માટે આપણે શુદ્ધ થઈ શક્યા નથી? આપણામાં સંપૂર્ણ પવિત્રતા કેમ પ્રગટતી નથી? વગેરે વિચારો સતત આવે છે, તો પ્રગતિ થશે એમ સમજવું. એ માર્ગ કરી જોવાનો છે. કહેવાનો કે કેવળ લખવાનો નથી. અને તમને અત્યાર સુધી પુષ્કળ કહેવાયેલું અને લખાયેલું છે એમ માનીને હું થોડું લખું છું તથા તમે ઘણું કરી બતાવશો અથવા તો કરી જોશો એવી આશા રાખું છું.

૨૮ : ૫ : ૨૪, **પોંડીચેરી.**

*

## [ ૧૮ ]

**ચિ. ભાઈ તથા અન્ય બંધુઓ,**

......**ના** કાર્ય ઉપર બહારના ટીકા કરે, તેથી કાર્યકર્તાઓ ગભરાય એ વિચિત્ર જ ગણાય. બીજાઓ ભલે

ટીકા કરે, પોતાના દોષ ઢાંકે. તેમના કહેવાથી આપણે મંડળ ન ભરવું અથવા તો આપણે ખોટું લગાડવું એ બરાબર નથી એવો મારો મત છે. સંસ્થાના દોષો જાહેર કરવાથી કશો વાંધો નથી. પરંતુ આપણે જાહેર કરીને બેસી રહેવું જોઇએ નહિ. દરેક વ્યાયામમંદિરના વિદ્યાર્થીએ પોતાના સર્વ પ્રયત્નથી તે દોષોને દૂર કરવાને દૃઢ સંકલ્પ કરવો જોઇએ.

ગ્રાન્ટ મ્યુનિસિપાલીટી વગર શરતે આપતી હોય, તો લેવી એવો મારો મત છે. એટલે મ્યુનિસીપાલીટી કઇ શરતે ગ્રાન્ટ આપવા માગે છે, તે જણાવશો. જો અમુક બંધારણ માગે, તો તમારે આપણું બંધારણ, તથા નડીઆદના સભ્યોનાં નામ જણાવવાં તથા બીજું લખાણ કે શરત ન હોય તો ગ્રાન્ટ લેવી. પરંતુ 'તમારે અમુક કરવું, અમુક ન કરવું' એવી શરતો મૂકવામાં આવતી હોય, તો ગ્રાન્ટ કરતાં ખાનગી પ્રયત્નથી પૈસા મેળવવા યત્ન કરવો વધારે લાભદાયક છે.

**પોંડીચેરી,** તા. ૨૭ : ૭ : ૨૪

*

## [ ૧૯ ]

**ચિ. ભાઈ ...... તથા વ્યાયામમંદિરના સર્વે બંધુઓ,**

**જો** હું અમદાવાદ જઇશ, તો નડીઆદ પણ આવીશ. ચાતકની પેઠે રાહ જોવાને બદલે વ્યાયામમંદિરના કાર્યમાં સંપૂર્ણ સેવાભાવ, પવિત્રતા, અને શુદ્ધ હેતુથી કામ કરવાની

વૃત્તિ વધારે જરૂરની છે. સર્વે બંધુઓનો મારી પ્રત્યેનો પ્રેમ એ કાર્યમાં વાળવાથી જ મને ખરેખરો આનંદ મળી શકે. વ્યાયામમંદિરના મૂળભૂત સિદ્ધાંતો જાણીને તેમનું પાલન કરવું તથા તેમને વર્તનમાં ઉતારવા એ પ્રથમ જરૂરનું છે. એ સિદ્ધાંતો વિષે પત્રોમાં, લેખોમાં અને રવિવારના વર્ગોમાં મેં જોઈએ તેટલા વિસ્તારપૂર્વક વિવેચન કરેલું છે. આત્માવલોકનની તથા પોતાનામાં રહેલી ખામીઓ જોવાનો અભ્યાસ પ્રથમ જરૂરનો છે. સેવાભાવ અને ભ્રાતૃભાવ તથા ચારિત્રનું બંધારણ, વાંચનનો વિસ્તાર, તથા વિચાર કરવાની ટેવને ખીલવવાની અગત્ય, સંસ્થામાં જવાબદારી લઈ તેને અદા કરવાની શુદ્ધ દાનત, તથા પોતાના કામને માટે કેવળ નિરાભિમાન વૃત્તિ, તથા તે કાર્ય અધિકાર કે સત્તા આપે છે એવી ખોટી ભ્રમણાને બદલે તે કાર્ય આપણો સેવા કરવાનો હક્ક છે, એવી સેવાભાવવાળી નમ્રવૃત્તિ કેળવવાની જરૂરિયાત છે. પરસ્પર સહાનુભૂતિ તથા ભ્રાતૃભાવ પણ તે જ પ્રમાણે કેળવવો જરૂરનો છે. વિચારમાં ગમે તેવા મતભેદને સહન કરી લેવાની ઉદારતા તથા અન્યોન્યના દોષમાં પણ દોષ પ્રત્યે તિરસ્કાર અને માણસ પ્રત્યે પ્રેમ એવી તીક્ષ્ણ વિવેકશક્તિ પરસ્પર સુધારવામાં સહૃદય વૃત્તિ અને ખરેખરી લાગણી — આ વિગેરે બીજી અનેક બાબતો રૂબરૂમાં તથા લેખદ્વારા સમજાઇ હશે જ. બ્રહ્મચર્યનું પાલન તથા વ્યાયામના કાર્યમાં તત્પરતા તથા નિત્ય પ્રગતિ કરવાની વૃત્તિ — એ તો પ્રાથમિક જરૂરિયાત છે.

**ભરૂચ,** તા. ૬ : ૧૦ : ૨૪

*

[ ૨૦ ]

ચિ. ભાઇ........ તથા સર્વે બંધુઓ,

"મેદાને જંગ" કરો તેમાં આગળથી મર્મ-સ્થાનોને સાચવવાની કાંઇક સગવડ રાખશો, નહિ તો ઘણાનાં "મસ્તકે ભંગ" થશે. અને તે સગવડ ભર્યું ન લાગે તો પ્રાથમિક મદદ આપનારી ટોળીને દેખાવ કરવાને બદલે ખરેખરૂં કામ સોંપજો અને જોવા આવનાર ડોકટરને પોતાના સામાન સાથે જ આવવા માટે પહેલેથી સૂચના કરી કોમ્પા-ઉન્ડરોને પણ નિમંત્રણ આપશો! જરૂર પડયે સર્વે કામ લાગે! કેમ ખરું ને?

તમે મારી જોડે સંબંધ રાખવાને અધિકારી ન હો તો તે દોષ મને જ લાગે. કારણ કે, અત્યાર સુધીના ગાઢ પરિચય પછી પણ તમે મારી સાથે સંબંધ રાખવાને યોગ્ય લાગો નહિ! આતો બધી ઉપર ઉપરની કથા થઇ. ખરી વાત એ છે કે, ગુજરાતના સર્વે યુવકો સાથે મારો સંબંધ છે, એમ મને લાગે છે. વ્યાયામમંદિરના એકેએક બંધુઓ જોડે મારો સંબંધ વધારે ગાઢ છે. તે પણ હું અનુભવી ગયો છું. તો પછી તમને આવી શંકા થવાનું શું કારણ છે? જગતમાં અજ્ઞાનનાં બળો જુદે જુદે રૂપે કામ કર્યા જ કરતાં હોય છે. આપણા સંબંધમાં અવિશ્વાસ ઉત્પન્ન કરવાનું પણ તેમનું જ કામ છે. માટે એવી મિથ્યા શંકાનો જલદી ત્યાગ કરશો એવી આશા છે.

વ્યાયામમંદિરમાં પ્રાણ હશે તો તેને દુનિયામાં કોઇની .ણ જરૂર નહિ પડે. એ હું તમને હિંમતથી કહું છું. એક ાણ વિદ્યાર્થીમાં એ જુસ્સો હશે ત્યાં સુધી સર્વ સંસ્થાઓ ાડી ભાગતાં પણ તરત નવી સેંકડો સંસ્થાઓ ઉભી થઇ શકશે.

આપણે જે પ્રકારની સંસ્થા ચલાવીએ છીએ તેના ળમાં રહેલાં કેટલાંક અગત્યનાં તત્ત્વો છે તે વિષે હું તમને બરૂમાં ઘણીએ વાર કહી ગયો છું. આંતર અવલોકન, ભ્રાતૃભાવ, સેવાવૃત્તિ, તથા તપશ્ચર્યા એ પ્રકારનાં કેટલાંક ત્ત્વો છે. એ બધાંનો શો અર્થ થાય? એવો પ્રશ્ન થાય ો તમારા પોતાના પાછલા અંકોમાંથી લેખો કાઢીને વાંચી જજો. મારૂં તથા આપણા મંડળમાંનાં કેટલાક બંધુઓનું ાર્ય છેલ્લાં પાંચ વર્ષમાં તપાસી જજો. એટલે તેમનો મર્થ કાંઈક સમજાશે. એનો અર્થ "હું મહાન પુરુષ છું" મેવું તમને મનાવવાનો નથી. પરંતુ, ભૂલોમાંથી ઠોકર માતાં ખાતાં, જીવનને ઉન્નત રાખવાની, અંતિમ સત્યને ાપ્ત કરવાની અને આદર્શને જીવનમાં ઉતારવાની ખરેખરી ચ્છાનો બહારનો ઇતિહાસ તમને જણાય તો તમને કંઇક મદદ થાય એ જ આ લખવાનો હેતુ છે.

સહકારી મંડળ વિષે જાણીને તો હું અતિશય આનંદ ામ્યો છું. સર્વ મૂડી રોકવા કરતાં કેટલીક રીઝર્વ તરીકે બેંકમાં મૂકશો તો પણ ઠીક છે. એમાં કેવળ વેપારીપણું ંસ્થામાં ન આવી જાય એટલું સમાલજો. પરંતુ લીધું છે, ેને મૂકી દેતા નહિ. એકાદ આપણામાંનો કોઇ તેની વ્યવસ્થા ારી તેને ખૂબ ધીરે તો પણ સુંદર કામ જામે! અંદર

ગ્રેજ્યુએટ (કોઇ) એ કામ બે ત્રણ વર્ષમાં ઉપાડી તે દ્વારા કમાણી કરી પોતાનું પોષાણ કરે અને સંસ્થા તેની માલિક રહે તો ઘણું જ સરસ! આપણે અમેરિકાના લેખો લખવા નથી! આપણી પરિસ્થિતિને ઘટતું તેમના જીવન-માંથી લઇને આપણે પ્રત્યક્ષ કરી બતાવી શકીએ તો બસ છે. એક સંસ્થા પોતાના પગ ઉપર ઉભી રહે તેવી થઇ જાય; તો પછી ધીમે ધીમે વ્યાયામના કાર્યની એક મોટી અગવડ દૂર જ થઇ જાય. આ સર્વનો આધાર વિદ્યાર્થીઓના પોતાના ઉત્સાહ, તેમની પ્રમાણિકતા, સેવાભાવ વિગેરેના ઉપર રહેલો છે. અને સંસ્થાના મૂળમાં તે ભાવનાઓ હોય તો જ આવાં કાર્યો ટકી શકે. માટે તેમના ઉપરથી નજર દૂર ફેરવવી એ મોટી ભૂલ ગણાય.

વાર્ષિક (માસિક) મોકલાવશો. પ્રો૦......... તા. ૧૬મીએ ત્યાંથી નીકળવાના હોય તો તેમની જોડે જ બધાં માસિકો મોકલી આપશો અને તેઓ પાછા ફરે ત્યારે પાછાં મોકલી આપીશ. મને અહીં મારૂં કાર્ય પૂરૂં કરવાની જે ઉત્સાહ-પ્રેરક સૂચના કરો છો તે જાણીને ઘણો જ આનંદ થયો છે. તમારી મૂંગી મદદથી મારા કાર્યમાં મને ભારે મદદ મળે છે. માટે તે મદદ શાંત વિચાર દ્વારા આપશો. એવી આપ્યા કરશો. તેનાથી મને ઘણી મદદ મળે તેમ છે. તમારાં સર્વ શુભ કાર્યોમાં મારી મૂંગી મદદ તમારી સાથે ઉભેલી જ છે. તે વિષે જરૂર શ્રદ્ધા રાખશો.

તમને સર્વને મળવાને હું તમારા જેટલો જ આતુર છું. જ્યારે પાછો ફરૂં ત્યારે સર્વને સર્વ વાતે આગળ વધેલા

જોવાની ખાસ ઈચ્છા ધરાવું છું. મારી ખાત્રી છે કે તમે તે આશા પૂરી પાડશો જ.

પત્ર જરૂર લખશો. એજ

**પોંડીચેરી,** C/o મેનેજર આર્ય

*

[ ૨૧ ]

**ચિ ભાઈ......,**

**જ ત** કાગળ મળ્યો. વાંચી ઘણો આનંદ થયો એ પ્રમાણે થોડે થોડે દિવસે કાગળ લખતા રહેશો.

બંધારણ સારૂં છે. ભાઈચારાનો ખ્યાલ રાખીને અને મોટા નાનાનો ખ્યાલ દૂર કરીને બંધારણ પ્રમાણે કામ ચલાવવામાં હરકત નહિ નડે. જ્યાં ભૂલ થતી દેખાય ત્યાં મોટાઈનો વિચાર સામા ઉપર નાખ્યા વિના તે કામના હિતને ખાતર તે માણસને બતાવવી જોઈએ; અને ન બોલીએ તો પણ નજર બધે રહેવી જોઈએ.

હજારનું ફંડ હોય, ...... વિગેરે થાય ત્યારે ખરૂં. આપણે તો આપણું કામ આગળ કર્યે જ જવાનું. એવા બહારના માણસોની મદદ મળે તો સારૂં છે. ન મળે તો તેને માટે આપણે અટકવાની જરૂર નથી. ભદ્રમાં અંદરનું કામ બરાબર ચાલે એટલે બસ છે. ગ્રાન્ટ ન મળે તો પૈસા ઉઘરાવી લેવાની ગોઠવણ કરવી.

# પત્ર એકવીસમો

......નો ઉત્તર વાંચી નવાઇ લાગે તેમ છે, કારણકે એ પોતે અમેરિકા જઇને વ્યાયામનું કાર્ય આગળ શીખવાનો વિચાર રાખતો હતો. ......ની વૃત્તિ એ બાજુ નથી ત્યારે કઈ બાજુ છે? મહાવિદ્યાલયના એના કાર્યનો હેવાલ પણ જાણ્યો. જેણે જાહેર કામ – કોઈ પણ સંગીન-કામ — કરવું હોય તેનામાં કામ કરવાની ખરેખરી – sincere – વૃત્તિ ઉપરાંત – નિયમિતતા અને વ્યવસ્થા હોવાં જ જોઇએ. નહિ તો કોઈ પણ કામ સફળ થાય જ નહિ. આ બાબત તમારે બધાએ જાતે પણ ધ્યાનમાં રાખવાની છે અને નવા કાર્યકર્તાઓના મન ઉપર ઠસાવવાની છે. ......માં વ્યવસ્થિતતા અને નિયમિતતા નથી. અને એ ગુણો પોતાની જાતના ઉપર જ્યાં સુધી કડક નિયંત્રણ પોતે જ ન મૂકે ત્યાં સુધી પ્રાપ્ત થવા મુશ્કેલ છે.

હું પોતે પણ હાઇસ્કૂલમાં વ્યવસ્થિત અને નિયમિત ન હતો. પરંતુ કૉલેજમાં આવ્યા પછી મને મારી ખામી ખૂબ સાલવા લાગી. અને મહામહેનતે મેં એ ગુણો મેળવ્યા. તેમાં પણ જ્યારથી સંસ્થાની જવાબદારી મારા ઉપર આવી ત્યારથી તો મારા ઉપર એ વિષયમાં મેં કડક નિયમન મૂક્યું. બીજી બાબતોમાં અનિયમિતતા થાય તો હું કોઇક-વાર જતી કરતો, પરંતુ સંસ્થાના કાર્યમાં તો કહ્યા પ્રમાણે જ કાર્ય કરવાનો દૃઢ આગ્રહ વ્યવહારમાં મૂકતો.

જ્યારથી જાહેરકામમાં પડ્યો ત્યારથી બધાં જ કાર્યો એ પ્રમાણે વ્યવસ્થિત કરી નાખ્યાં. એ પ્રમાણે ન કરવામાં આવ્યું હોત તો આટલી સંસ્થાઓમાં કાર્યક્રમો કદી પણ

સફળ ન થાત. હોળીનાં કામો, ઉત્સવો, મુસાફરીઓ, લેખો, સભાઓ, સંસ્થાઓનો રોજનો કાર્યક્રમ, અને તે ઉપરાંત નવી સંસ્થાઓ કાઢવાની અને ચલાવવાની, અને વધારેમાં ભરૂચની નિશાળનું ૩૦ કલાકનું અઠવાડીઆમાં કરવાનું કામ, વળી મારો પોતાનો વિષય "યોગ" તેનું વાચન, એ સંબંધી લખાણ છાપવાનું, વેચાણ અને મારી સાધના આટલાં કાર્યો સામાન્ય રીતે ગોઠવવાં હોય તો વ્યવસ્થા વિના કેમ ચાલે? વળી કાંગ્રેસ, કોન્ફરન્સ વગેરેમાં મદદ કરવાની પણ તક મને મળતી. એટલે તમને એ શક્તિ કેટલી જરૂરની છે તે સહેજે ધ્યાનમાં આવશે.

દરેક કામની ઝીણામાં ઝીણી વિગત આગળથી વિચારી તેને માટે તૈયારી કરવી જ જોઇએ. એ કામ વ્યવસ્થાપકોનું છે. તેમાં જેટલી ભૂલ, બેદરકારી, ઉદાસીનતા કે આળસ કરો તેટલી કામમાં ખામી આવવાની જ.

ઉત્સવની એકએક detail મનમાં ગોઠવી તે કેવી રીતે પાર પાડવી તેની યોજના અગાઉથી ગોઠવવી જ જોઇએ. તેવું જ મુસાફરીનું છે.

આપણા હિંદના લોકોમાં જરા પણ વ્યવસ્થિતતા નથી. Organisation કરવાની શક્તિ નથી. કોઇનું નિયંત્રણ સ્વીકારવાની વૃત્તિ નથી. સ્વાર્થત્યાગ કરવાની તત્પરતા નથી માટે આપણે પછાત છીએ. આપણામાં બુદ્ધિ છે, લાગણી છે, કામ કરવાની અસ્પષ્ટ ભાવના પણ છે. પરંતુ પોતાના હેતુને અમલમાં મૂકવા માટે જે અમૂક સચોટ કાર્યદક્ષતા, નિયમિતતા, નિયંત્રણ અને વ્યવસ્થા જોઇએ તે નથી.

આપણે સંસ્થામાં તે મેળવવાની તક લેવી જોઇએ. જેથી કરીને જીવનમાં તે ઉપયોગી થાય.

નાના Model પાયા ઉપર એક નાનું સરખુ કામ એક જ ખાતું બરાબર ભૂલ કે અવ્યવસ્થા વગર ચલાવવાની જેનામાં શક્તિ છે તે માણસ મોટા કાર્યમાં સફળતા મેળવવામાં ફતેહમંદ થવાનો ઘણો સંભવ છે.

આને માટે દરેક દરેક મિનિટનું ટાઇમ ટેબલ કરવાનો ઉપાય બરાબર નથી. બધા જ વખતનું એ પ્રમાણે કરવા જતાં નિષ્ફળ જવાશે અને વળી પડી ભાંગશે. તમે જુવાનો છો એટલે છૂટનો, રમતનો, મસ્કરીનો, મઝાનો અમુક સમય તમારે મૂકવો જોઇએ. પરંતુ સાથે સાથે વાંચવાનો, નિયમિત વાંચવાનો, સંસ્થામાં કાર્ય બરાબર મન દઇને નિયમસર કરવાનો વખત નક્કી કરવો જોઇએ અને તેમાં ભૂલ થવા દેવી જોઇએ નહિ.

ધીમે ધીમે તમને એ ટેવના ફાયદાઓ આપોઆપ જણાશે, અને આખો દિવસ 'હા' 'હા' 'હી' 'હી' કરવાની વૃત્તિ દૂર થઇ જશે. જરૂર વખતે ગંભીરતા આવશે. વાંચન વખતે મન ભમતું અટકીને એકાગ્ર થશે. અને સંસ્થાના કાર્યમાં ઉત્સાહ અને સફળતા મળશે.

જૂના વિદ્યાર્થીઓનું સંમેલન કરવાનો વિચાર તો મને ઘણા વખતથી છે. જૂનામાંથી કમાતાઓએ પૈસાની મદદ કરવી જોઇએ. એ તેમની ધાર્મિક ફરજ છે. .........ને પણ મારા તરફથી કહેજો કે જે સંસ્થાના ફાયદા તમે જાતે જોયા છે તેને મદદ ન કરો તો તમે હતા ત્યારે જેઓ

પૈસા ભરતા ન હતા તેના ઉપર ટીકા કરેલી તે ટીકા તમને તો વધારેજ લાગુ પડે. તેઓ વારંવાર વખત મળે ત્યારે આવે, કામ જુએ, સૂચનાઓ કરે, મોટાભાઈ થઈને નહિ, પરંતુ મિત્ર તરીકે. અને વાર્ષિક ઉત્સવ, હોળી, જાહેરકામ વગેરે જરૂરને પ્રસંગે તો કદી ગેરહાજર રહે નહિ, એ ખાસ જરૂરનું છે.

તેમણે નવા વિદ્યાર્થીઓને સંસ્થાની જૂની કાર્યપ્રણાલિ શી હતી તે કહેવું જોઈએ અને વખત જતાં ફેરફાર થાય તો પણ કયા પાયા ઉપર સંસ્થા કાર્ય કરતી, તે તેમણે ચાલકોને બતાવવું જોઈએ.

વળી તેમણે પોતેજ પૈસા આપીને બેસી રહેવાનું નથી. તેમણે બીજાઓ પાસેથી પૈસા લાવવા પ્રયત્ન કરવો જોઈએ, અને નવરાશના વખતમાં સંસ્થાનો વિકાસ કઈ દિશામાં અને કેવી રીતે થઈ શકે તેમ છે. તે વિચારી ચાલકોને પોતાના વિચારો જણાવવા જોઈએ.

તેમ ન થાય તો વ્યાયામમંદિરનાં માસિકોમાં તેમણે લેખો આપવાનું રાખવું જોઈએ.

કમાણીમાંથી અમૂક હિસ્સો અને તે ન થાય તો વર્ષની અમુક–ઓછામાં ઓછી–રકમ તેમણે ભરવી જોઈએ એવી ગોઠવણ થાય તો સારૂં.

........ને ........ને અખાડે જવાને આગ્રહ કરવાનું ચૂકતા નહિ. વખત મળે ત્યારે અને બનતાં સુધી તેણે વખત મેળવવો જોઈએ એવો આગ્રહ કરશો. રવિવાર, શનિવાર તો હાજરી આપે જ.

ઉત્સવ આ વર્ષે ન કરો તેમાં મારી સંમતિ છે. મૂગા કામના જેવી એકે સુંદર વસ્તુ નથી.

.........ને લીધે તમારામાં નિરાશા આવવાનું કારણ નથી. એને એને માર્ગે જવું હોય તો તે જઈ શકે તેમ છે. તમે અમુક કામ હાથમાં લીધું છે, તેમાં વ્યક્તિનો હિસાબ હોય જ નહિ. જે છૂટો થાય તે જાય. તમારે કામને આગળ વધારવાના પ્રયાસો કર્યે જવા. પરિણામ ભગવાનના હાથમાં સોંપવું. સહૃદયતાથી સાચી સેવાવૃત્તિથી – સ્વાર્થનો સંપૂર્ણ ત્યાગ કરીને – અહંકાર વગેરેને છોડીને સેવા કરવી – વ્યવસ્થિતતા વગેરે જાળવવાં અને જે પરિણામ આવે તે સમતાથી સ્વીકારવું. સંસ્થાની સફળતા એકલા પ્રચાર ઉપર કે સંખ્યા ઉપર નથી. આપણી સંસ્થા માણસ ઘડવાની સંસ્થા છે. એક સંસ્થામાં સાચો એક પણ માણસ ઘડાય તો બસ છે. પ્રચાર માટે આપણે બીજી જાહેર સંસ્થાઓ કાઢી કેવળ શારીરિક ઉન્નતિ માટે જ તેમને ચલાવવી જોઈએ. એ કામ નજીવું નથી. આપણામાંથી પૂરતી સંખ્યા નીકળે તો તે લઈ શકાય. અને લેવું જોઈએ.

ડો.........ની તબિયત હવે સારી થઈ હશે. તેમને મારા તરફથી ખબર પૂછશો. ......, ......, ......, ......, ...... વગેરે સર્વે નાના મોટા બંધુઓને બોલાવશો અને મારા તરફથી સમાચાર પૂછશો.

સર્વે બંધુઓને નમસ્કાર. ......પત્ર લખશો.

*

[ ૨૨ ]

ચિ. ભાઈ......,

**જીવનને** આનંદરૂપ બનાવવાની કળા હોવી, મુશ્કેલીઓના મોંઢા સામે ઉભા રહીને હાસ્ય કરવાની શક્તિ હોવી એ એક વાત છે અને જીવનની જવાબદારીની ઉપેક્ષા કરવી, ગંભીરતાનો અત્યંતાભાવ હોવો એ જુદી વાત છે. જે આદર્શ કાર્યકર્તાનો મારા મનમાં છે, તે પ્રમાણે તો એના હાસ્યની પાછળ પણ પોતાના જીવનના આદર્શની સ્મૃતિ હોવી જોઇએ. જ્યાં સુધી પ્રત્યેક ઘડી એવું સ્મરણ ન રહે, ત્યાં સુધી વ્યાયામમંદિરનો કાર્યકર્તા પૂર્ણ થયો ન ગણાય. દરરોજ પોતાની જાતનો હિસાબ લેવાનો કડક અને કડવો કાર્યક્રમ અનિવાર્ય રીતે અમલમાં ન મૂકે, પોતાની રોજની ભૂલો, અંતરની અપવિત્રતાઓ, અશુદ્ધિઓ વગેરે વગેરે વિષે ચાલક જાગૃત ન રહે તો જરૂર નીચે પડવાનો.

ઘણાંના સંબંધમાં સતત આવવું, અમુક કાર્ય કરવાનો આદર્શ રાખવો અને ઉપર જણાવ્યા પ્રમાણે રોજનો હિસાબ – અંતરમાં – ન રાખવો એ બહુ જ જોખમ-ભરેલું છે.

ફેબ્રુઆરી, ૧૯૨૭, **પોંડીચેરી**

*

**શ્રી. ભાઇ ......, ......, તથા વ્યાયામમંદિરના અન્ય દક્ષિણી અને ગુજરાતી બંધુઓ,**

**જે** ત વ્યાયામમંદિરમાં કેટલાંક કારણોને લીધે ભ્રાતૃભાવનો અભાવ કેટલાક સમયથી જન્મ્યો જાણીને મને ઘણો જ અસંતોષ ઉત્પન્ન થયો છે.

વ્યાયામમંદિર કાઢવું હતું, તે કુંપ્રર ઉત્પન્ન કરવા માટે અથવા તો મરાઠા ગુજરાતી મતભેદ ઉત્પન્ન કરવા માટે નહિ, પરંતુ તેમને ભેગા કરવા માટે.

વ્યાયામમંદિરની શુભ કીર્તિ અને તેના ઉચ્ચ આદર્શની ટેક તમારા હાથમાં છે. હું ત્યાં હતો ત્યારે પણ પ્રત્યેક વ્યાયામમંદિરને તેની પોતાની વ્યવસ્થા કરવાની શક્તિ પ્રાપ્ત કરવામાં જ હું મારા કાર્યની ફત્તેહ માનતો. અને હજી પણ માનું છું.

વ્યાયામમંદિરનું બળ એટલે નવજીવનથી પ્રેરાએલા યુવાનોની સંઘ શક્તિ; ( તેઓનો સંઘ, તેઓનું ઐક્ય ) અને સેવાવૃત્તિ. ઉચ્ચ જીવન પ્રત્યે સતત માનસિક અને આધ્યાત્મિક પ્રગતિ; શારીરિક જીવનનો વિકાસ, શૌર્ય, ઔદાર્ય, પરોપકાર, **વીરતા, મર્દાનગી** વગેરેનો વિકાસ. વ્યવસ્થા, સંગઠન, સંઘકાર્ય, જવાબદારીનું ભાન, નિયમિતતા, નિયંત્રિતતા, સુવ્યવસ્થા, સ્વચ્છતા વગેરેનો અભ્યાસ વ્યાયામમંદિર એટલે નવયુવાનોનું પ્રજાસત્તાક રાજ્ય. જેમાં નિયંત્રણ

બહારથી નહિ, પરંતુ ખીલતા યુવાનોની પવિત્ર ઉચ્ચાભિલાષામાંથી જ આપોઆપ સ્ફુરે. જેમાં નિયમિતતા કોઇ વ્યક્તિના દબાણને પરિણામે નહિ પરંતુ સેવાભાવની ધગશમાંથી જ જન્મે. જેમાં નિયંત્રણ નિયમોની કૃત્રિમ બેડીમાંથી નહિ, પરંતુ કાર્યની: પોતપોતાના સ્વભાવને અને વૃત્તિ તથા શક્તિને યોગ્ય વહેંચણી કરવાના પરિણામે આવે અને તેના પાલનમાં દુઃખ કે પરાધીનતાનું ભાન થવાને બદલે પરમઆનંદ અને સ્વતંત્રતા અનુભવાય. જેમાં સુવ્યવસ્થા, સુંદરતાના સાહજીક ભાનમાંથી પ્રેરાય. અને બહારની સ્વચ્છતા અંતર શુદ્ધિ (પવિત્રતા) પ્રતિધ્વનિ રૂપ બની રહે.

તમે કહેશો કે તમે તો હંમેશાં લાંબી લાંબી વાત જ કરો છો! કારણ કે મને ટૂંકી વાત કરતાં આવડતી નથી.

આજે સંસ્થાનું કાર્ય કરવામાં દક્ષિણી અને ગુજરાતી ભાઇઓ એકત્ર રહી નથી શકતા એ કોઇ અધમ દશા; મનોદશાનું બાહ્ય પ્રતિબિંબ છે.

વ્યાયામમંદિરમાં તમે શી સત્તા ભોગવવાની ઇચ્છા રાખો છો? મને જણાવશો? જ્યારે ......ની વસ્તીમાં કોઇને જાણ પણ ન હતી ત્યારે જે અજ્ઞાત હાથોએ સવારથી બપોરના અગિયાર વાગ્યા સુધી નિષ્કામ વૃત્તિથી સેવાવ્રતનું આચરણ કરવા માટે પોતાના અંતરમાં ભગવાનને જાગૃત રાખી બોદકામ કરેલું છે, તેમને લીધે આ સંસ્થા આજે હસ્તીમાં છે, એ ભૂલી ગયા લાગો છો. વ્યાયામમંદિરમાં સેવાવૃત્તિ એ જ તમને અધિકાર અપાવનાર ચાવીરૂપ થઇ

રહેવી જોઇએ. મોટાઓએ માંહોમાંહે અને નાનાઓ માટે ભોગ આપવાનો પાઠ રોજ આચરવાનો છે. વ્યાયામમંદિરની આખીયે વ્યવસ્થા વિદ્યાર્થીઓએ જ કરતાં શીખવાનું છે. નહિ તો મેં જે આદર્શથી વ્યાયામમંદિરનો આરંભ કર્યો તે કદી પણ સરે જ નહિ.

તમે એમ ધારો છો કે મીલમજૂર, ભૈયા કે સિપાઈ સપરાં જેવા જુવાનો બનાવવા માટે મેં બાર તેર વર્ષ વ્યાયામમંદિરમાં કાર્ય કર્યું હતું? તમે ઉસ્તાદોને પગાર આપીને કામ કરાવો એનો કશો અર્થ હું જોઈ શકતો નથી. પગારદાર માણસ અને નવીન વ્યાયામમંદિર એ બંને વસ્તુઓ સાથે સંભવિત નથી.

માટે મારી સર્વે બંધુઓને સલાહ છે કે તમો ગુજરાતી હો કે દક્ષિણી, વ્યાયામમંદિર તમારૂં છે એનો અર્થ એ કે તેમાં સેવા કરીને શારીરિક અને માનસિક વિકાસ કરવાનો તમારો હક્ક છે. પરંતુ અહંકારથી કે સત્તા, દોર કે બીજાઓ ઉપર રોફ બજાવવાની હલકી વૃત્તિથી પ્રેરાઈ તમે સત્તા એક બીજાના હાથમાંથી ઝુંટવી લેવાની બાજી રમતા હશો તો શ્રી. બજરંગે જે આદર્શ આપણને બતાવ્યો છે, તેનાથી તમે વિરુદ્ધ જાઓ છો એ યાદ રાખજો.

દક્ષિણી ભાઇઓને પણ બે વાત લખી પત્ર સમાપ્ત કરૂં છું. હું પોતે દક્ષિણી કે ગુજરાતી એ ભેદમાં માનતો નથી, નહિ તો હું ......માં સંસ્થા કાઢત નહિ. તમારે ઘેરઘેર હું વ્યાયામમંદિરમાં જુવાનો અને બાળકો લાવવા માટે ફર્યો છું, તે તમે જાણો છો. પરંતુ મારે કબૂલ કરવું

જોઈએ કે, દક્ષિણી બંધુઓમાંથી વ્યાયામમંદિરનો આદર્શ બહુ ઓછા સમજી શક્યા હતા. અને તેનો અમલ ઘણા થોડા માણસો કરતા હતા એવો મારો અનુભવ છે.

પરંતુ હું તો પુષ્કળ શ્રદ્ધાવાળો માણસ રહ્યો, એટલે કોઈ દિવસ પણ દક્ષિણી બંધુઓ આવશે એવી શ્રદ્ધા હું ......માં કાર્યકરનાર સર્વ ગુજરાતી કે દક્ષિણી બંધુઓને જણાવતો હતો.

આજે મને માલમ પડે છે કે તમે દક્ષિણી બંધુઓ વ્યાયામમંદિરમાં કાર્ય કરવા ઇચ્છા ધરાવો છો, હું એનાથી રૂડો બીજો કોઇ પણ દિવસ કલ્પી શકતો નથી. (... ની સંસ્થા માટે) પરંતુ સાત વર્ષ સુધી ... ની સંસ્થામાં કાર્ય કરનાર ગુજરાતી ભાઇઓ તમારા વિષે શા માટે ફરિયાદ કરી ઉઠ્યા છે. તે મને જણાવશો ? હું તેમનું સાંભળીને બેસી રહું તો તમને અન્યાય થવાનો મને ભય લાગે છે. તમે તેમની જ પેઠે મારા બંધુઓ છો. એ વિષે તમને શંકા હોય તો મને પત્ર લખીને તમારો તથા મારો વખત લેતા જ નહિ ! પરંતુ મારી પ્રમાણિકતામાં અને ...... ના વ્યાયામમંદિરનું કલ્યાણ (એટલે ત્યાં આવતા એકેએક બંધુનું કલ્યાણ) થવાની મારી શુભેચ્છામાં તમને શ્રદ્ધા હોય તો મને પત્ર લખી તમારી બાજુ જણાવશો, તો હું યથામતિ તમને સર્વેને સલાહ આપીશ.

યાદ રાખો ! વ્યાયામમંદિર નવજીવનથી પ્રેરાએલા જુવાનોની સંસ્થા છે. પરંતુ તેમાં નિયમિતતા, વ્યવસ્થા, નિયંત્રણ, સેવાભાવ અને ઐક્ય એ વસ્તુનો અભાવ હોય

તો તેમાં નવજીવન નહિ પરંતુ જીવનનો અભાવ છે. એવો મારો દઢ અભિપ્રાય છે.

આ વાત ધ્યાનમાં રાખીને તમે તમારી બાજુ મને રજુ કરવી લાગતી હોય તો કરશો.

આટલે દૂર હું દરેક વ્યાયામમંદિરની ખબર રાખી રહ્યો છું. એ પણ કંઈક તેના આદર્શો જાળવી રાખવા માટે. કાર્ય કરનાર બંધુઓને બનતી અનુભવ અને સલાહની મદદ કરવા માટે જ. બાકી મારૂં જીવન વ્યાયામમંદિરના સક્રિય (Active) કાર્યથી દૂર છે. જે આદર્શ માટે એ સંસ્થા ઉભી કરવામાં આવી છે એને તમે હાનિ (લાંછન) લગાડો તો તેમાં જવાબદારી તમારી સર્વેની (ગુજરાતીઓની અને દક્ષિણી બંનેની) છે. હું તમને અહીંથી બનતી સાચી સલાહ આપી શકીશ એવો મારો અભિપ્રાય છે. મારી સલાહ માન્ય કરવાનો વિચાર હોય તો જ મને લખજો.

આપણા દેશમાં હિંદુ મુસલમાનનો ઝઘડો ઓછો નથી, કે આપણે બ્રાહ્મણ અબ્રાહ્મણ, દક્ષિણી ગુજરાતી, પારસી વાણીઆ, (પછીથી બ્રાહ્મણ અને મરાઠા) એવા ભેદોમાં વહેંચાઈ જઈએ ! માટે શ્રી. બજરંગનું સ્મરણ કરીને શ્રી. રામચંદ્રને યાદ કરી હૃદય પર હાથ મૂકી તમારા અંતરને પૂછો કે તમે જે કરો છો તે વ્યાયામમંદિરની ઉન્નતિ, સેવા માટે છે, કે તમારી અહંતા, લાલસા, સ્વચ્છંદ વૃત્તિના પોષણ માટે, દ્વેષ અને ઈર્ષાથી પ્રેરાઈને કે શુદ્ધ સેવા ભાવથી !

વ્યાયામમંદિરના શારીરિક અને માનસિક ઉન્નતિના આદર્શ સિદ્ધ કરવા માટે જરૂરની નિઃસ્વાર્થતા, સેવાભાવ અને વ્યવસ્થિતતાનો જ વિચાર કરીને કાર્ય કરજો.

સર્વે સદ્બુદ્ધિથી પ્રેરાઓ એ જ પ્રાર્થના; નિઃસ્વાર્થ સેવાભાવ, સાચી દેશદાઝ, ભાઈચારાની અને સંસ્થાના હિતની લાગણી સર્વેને પ્રેરો.

એપ્રિલ – ૧૯૨૭, **પોંડીચેરી.**

*

[ ૨૪ ]

**ચિ. ભાઇ,**

**ભા**ડાની જમીન વિષે નડિયાદમાં પાસે પાસે બે સંસ્થાઓ આવે કે કેમ એ પ્રશ્ન છે. બાકી નાનાઓ માટે જૂની જમીન ચાલી શકે. પરંતુ રમવા માટે તેમણે પણ વિશાળ જગોએ જવું જોઇએ. ભાડું વધારવાની વાત કરતો હોય તો......ભાઈના પુત્રને મારા તરફથી કહેજે કે અંબુભાઇએ કહેવડાવ્યું છે કે અખાડાનો જે શારીરિક, માનસિક વગેરે લાભ તેણે પોતે ઉઠાવ્યો છે, તે બદલ વ્યાજમાં હવે તેણે ૧૦ વર્ષ જમીન વગર ભાડે આપવી જોઇએ.

સંકડાશ પડે તો ભોજની ખડકીવાળી જમીન લેશો. એમાં તમારો બધાનો એકમત હોય તો મારી સંમતિ છે.

આગ વખતે થયેલા ઝઘડાની મને મુદ્દલ ખબર મળી નથી.

નડિયાદ વ્યાયામ પરિષદ ભરો તો સરસ ભરજો. ખૂબ સંખ્યામાં જુવાનોને એકઠા કરશો. આંતર શુદ્ધિ,

પવિત્રતા, નિઃસ્વાર્થતા, અને કેવળ સેવાભાવ ઉપર જ મૂખ્ય કાર્યકર્તાઓએ પોતાનું ધ્યાન આપવું જરૂરનું છે. વિદ્યાર્થી-ઉપર તીક્ષ્ણ દેખરેખ પણ રાખવી જરૂરની છે. પ્રત્યેકની યોગ્યતા જાણવા સહૃદય અને સહાનુભૂતિભર્યો પ્રયત્ન કરવાની પ્રત્યેક મુખ્ય કાર્યકર્તાની ફરજ છે.

કામની વહેંચણી બરાબર કરશો, જેથી એક બે જણાને વધુ કાર્ય કરવાની ફરજ ન આવી પડે, ......, ...... વિગેરે અમદાવાદનું ગ્રુપ. ......, ...... વિગેરે વડોદરા. ......, ...... વિગેરે ભરૂચ. એમ સર્વ છૂટા છવાયાને ભેગા કરીને પરિષદના કાર્યની વહેંચણી કરી દેશો. અને વિદ્યાર્થીઓમાં dicipline આવે તે માટે એક સાથે રોજ (સવારને સાંજે) ડ્રીલ કરજો, તથા મર્દાનગી આવે તે માટે જેટલાથી બની શકે તેટલાઓ છૂટથી મારામારી કરે એ બહુ જ ઇષ્ટ છે.

જમવા માટે બીલેટીંગ કરતાં વ્યવસ્થા અને dicipline ન જળવાય એવી બીક હોય તો રહેવાનું એક જ સ્થળે કરી, જમવાને વખતે કોઈ સુપ્રીન્ટેન્ડન્ટની રજા લઇને કલાક કે બે કલાકમાં જમીને પાછા ઉતારે આવી જાય એવો કડક નિયમ કરવાની જરૂર છે. વ્યાયામ માટે આવેલા વિદ્યાર્થીઓ ગમે ત્યાં છૂટા ફર્યા કરે પરંતુ પોતાના campમાં રહે એવા બંદોબસ્ત કરવાની મારી સૂચના છે.

તેઓને ફરવા માટે બે કલાક વધારેમાં વધારે છૂટ મળે એવી વ્યવસ્થા કરવી. વિદ્યાર્થીઓ જ્યાં રહેતા હોય ત્યાં ઉતારે કે campમાં ૨૪ કલાક કોઈ જવાબદાર અને પવિત્ર

માણસની હાજરી જોઇએ એવો મારો અભિપ્રાય છે. તે માણસે ખાનગી રીતે દરેકની દિન અને રાત્રિચર્યા, સ્વભાવ વગેરે જાણવા ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ. અને બીજા ત્રણેક માણસોને મદદમાં લઈ જેમના વિષે ખાસ માહિતી મેળવવા જેવી લાગે તેમની પાછળ પેલા બીજા માણસોને મૂકી છૂટના વખતમાં અથવા તો બહાર ફરવા જાય ત્યાં તેઓ શું કરે છે, અને કેવા વિચારો અને વર્તન ધરાવે છે તે જાણવા પ્રયત્ન કરવો જોઇએ.

નાના વિદ્યાર્થીઓમાં અસ્વાભાવિક વ્યાપાર કરી બ્રહ્મચર્યનો ભંગ કરવાની બદી મોટામાંથી આવતી હોવી જોઇએ, તેટલા માટે જ ઉપર પ્રમાણે જણાવેલી વ્યવસ્થાની વધારે જરૂર છે. જેઓમાં એ નિર્બળતા જણાય, તેમને ઉઘાડા પાડવા નહિ. પરંતુ તેમને છૂટા પાડી એકાંત સાધી તેમની બદી એ એક વ્યાધિ છે, એ તેમને સમજાવવાની જરૂર છે. વળી, તેનાથી થતાં પરિણામોની ચેતવણી પણ આપવી જોઇએ. તેઓને લગ્ન કરવાની સલાહ — જરૂર જણાય ત્યાં – પણ આપવી. અસ્વાભાવિક વીર્યપાતથી આયુષ્ય અને શરીર ઉપર માઠી અસરો થાય છે તે તેમને સમજાવીને, સારા સહવાસમાં રહેવાની તેમણે ટેવ પાડવી જરૂરની છે, તે સમજાવવું જોઇએ.

તથા બીજા વિદ્યાર્થીઓ – જેઓ નબળા મનના હોય – અને એવી ટેવ વાળાઓના ભોગ થઈ પડે તેવા લાગતા હોય તેવાને ખાનગી રીતે એવાઓનો સંસર્ગ છોડવાની સલાહ આપવી જોઇએ.

હથિયારો વગેરે બને તો એકઠાં કરી એક કાયમી સંગ્રહસ્થાનના – permanent museum – રૂપમાં તેને ફેરવવાનો પ્રયત્ન કરશો. martial musicના વાજીંત્રોનો તથા martial નૃત્યનો પણ તેમાં સમાવેશ કરશો. પહેરવેશ અને હથિયાર, જૂનાં પુસ્તકો, ફોટોગ્રાફો, ફીલ્મો, મેજીક-લેન્ટર્ન સ્લાઇડ વગેરેની ગોઠવણ થાય તો ઘણું સારૂં, જેથી

૧. વ્યાયામ પરિષદના ફોટાઓ લેવાય;

૨. જ્યુજ્યુત્સુના બેસાડેલા દાવોના ક્રમવાર સીનેમા — ફોટાઓ કે મેજીકલેન્ટર્ન ફોટાઓ — લઇ સ્થાયી રાખી શકાય એટલે વારેવારે નોટબુકમાં જોવાની જરૂર ન પડે. હું ધારૂં છું કે જ્યુજ્યુત્સુના મારા બેસાડેલા કેટલાક દાવો ઘણા જ ઉપયોગી છે. અને તેમની તોડ પણ તેવી જ છે. તે નોટ ...... પાસે છે. ફોટા લેવા માટે સારા બે માણસોની પસંદગી કરવી ઇષ્ટ છે.

૩. લાઠીના દાવો કરતી વખતે ક્રમવાર સીનેમા ફોટાઓ લેવા અથવા તો એક સુંદર લાઠી ફેરવનારની જુદી જુદી ક્રિયાઓને રજુ કરનારના સીનેમા કે મેજીકલેન્ટર્ન ફોટા લેવા પ્રયત્ન કરવો; કારણકે આટલી સંખ્યામાં એકી વખતે બધા જ વ્યાયામના જાણનારાઓ ફરીને ક્યારે ભેગા થાય તે ખાત્રીથી ન કહી શકાય.

૪. રાસનો પણ ફોટો કે ફરવાની ક્રિયાનો સીનેમા રાખવો — બની શકે તો.

વ્યાયામનો શિક્ષણ વર્ગ ખોલ્યો હતો તે ઘણું સારૂં થયું છે. તેમને સ્થૂલ કસરત શીખવવા ઉપરાંત તેમના

અંતરમાં પૈસાને ગૌણ ગણીને પોતાના કાર્યને જીવન કાર્ય ગણવાનો જુસ્સો ઉત્પન્ન થાય એવી રીતે કાર્ય કરવાની ખાસ જરૂર છે. આપણા દેશને તાલીમની, હિંમતની તથા શૌર્યની કેટલી જરૂર છે તે તેમને સમજાવવી જોઇએ. અને બળવાન શરીર કરતાં પણ વધારે અગત્યની બાબત તો એ છે કે તેમને સ્વભાવે બહાદુર બનાવવા જોઇએ. લડાઇની શક્તિ, લડાઇમાં ઘા મારવાની અને ઝીલવાની શક્તિ આવવી જોઇએ. તેમનો સ્વભાવ શૂરો થવો જોઇએ; બીક સમૂળગી જતી રહેવી જોઇએ; લડવામાં આનંદ લેવાની શક્તિ આવવી જોઇએ.

મ્યુનિસીપાલીટીમાં ફરજિયાત કસરત દાખલ કરવામાં મારી સંમતિ છે એવા કાર્યમાં જવાબદાર માણસને જ રોકવો જોઇએ. અને તેણે પગાર સામું જરા પણ નજર ન કરતાં મ્યુનિસીપાલીટીનાં બાળકો વ્યાયામમંદિરનાં જ ગણીને પોતાનું અંગત કામ હોય તે પ્રમાણે કરવું જોઇએ. ટૂંકામાં, નોકરીને ખાતર નહિ પરંતુ કામને ખાતર તેણે તે કરવું જોઇએ. હાજરી આપી છોકરાં એકઠાં કરી જરા દોડાવી હસાવી ઘેર મોકલી દેવાં — એવી મનોવૃત્તિથી ફરજિયાત વ્યાયામ મ્યુનિસીપાલીટીમાં સફળ નહિ થાય.

કામ કરનારે છોકરાંઓને પોતાનાં કરી લેવાં જોઇએ. તેમનામાં ખરેખર sportsman spirit ઉત્પન્ન કરી રમતનો આજીવન શોખ લગાડી દેવો જોઇએ; તેમનામાં તંદુરસ્ત હરિફાઈની વૃત્તિ – વેરઝેર કે ચડસાચડસી વિનાની – જાગૃત કરવી જોઇએ. રમનારાઓમાં ભાઇચારો આવે એવી

રીતે કાર્ય કરવું જોઇએ. મર્દાનગી તો આપણા આઠ વર્ષના છોકરામાં પણ આવી જવી જોઇએ! મારામારી તો કરાવવી જ. તેમને માર ખાવાનો અને મારવાનો મહાવરો પાડી દેવો. ભલે, તેનાથી જરા વાગે અને એકાદને નુકશાન થાય. નાનપણથી જાગેલી મર્દાનગી કદી પણ લુપ્ત નહિ થાય, માટે તે કરવા ઉપર પણ કાર્યવાહકે ધ્યાન આપવું.

અને એ બધા ઉપરાંત માનસિક અને સૂક્ષ્મ વાતાવરણ—પવિત્રતા, ઉન્નતિમાં મદદ કરે તેવું—નાની જ ઉમરમાં આર્ય સંસ્કૃતિનાં બીજોને સજીવન કરે તેવું—તેણે ઉત્પન્ન કરવું જોઇએ. પણ એ ક્યારે થાય! જ્યારે કાર્યવાહક પગારદાર નોકર ન હોય ત્યારે! "પગારદાર નોકર" ન હોય એટલે પગાર લેતો ન હોય :એમ સમજવાનું નથી. પરંતુ તેની અંદર વૃત્તિ પગારને ગૌણ ગણે અને કાર્યને મુખ્ય ગણે તેવી હોવી જોઇએ એટલું જ નહિ પરંતુ તેના જીવનમાં કોઈ ઉચ્ચ આદર્શને સિદ્ધ કરવા પાછળ તેનું સમગ્ર અંતઃકરણ એકાગ્ર થયેલું હોવું જોઇએ એવું હોય તો જ મેં કહ્યું તેવું વાતાવરણ ઉત્પન્ન કરી શકાય અને કામ, ક્રોધ, લોભ, કીર્તિ, અભિમાન, જાહેરમાં આગળ આવવાની વૃત્તિ વગેરે અનેક આંતર નિર્બળતાઓથી તે બચી શકે.

તારે પોતે આંતર જીવનમાં સતત જાગૃત રહેવાની ઘણી જરૂર છે. તે તો તારી જાણ બહાર નહિ જ હોય એવી આશા રાખું છું. પવિત્રતા, સહૃદયતા (sincerity) સંગીન કાર્ય માત્ર કરવાની ધગશ, વ્યવસ્થા, નિયમિતતા,

મૃદુતા સાથે મક્કમતા, પ્રેમ સાથે નિયંત્રણ; શૂરવીરતા સાથે દીર્ઘદર્શીતા અને પરીણામ દર્શીતા; સાહસ સાથે ડાવકાઈ અને ઠરેલપણું; પોતાની અપૂર્ણતાઓનું સાચું ભાન અને સાથે સાથે આત્મવિશ્વાસ અને આત્મશ્રદ્ધા, વધારે ઉચ્ચતા, પવિત્રતા; સહૃદયતા નિ:સ્વાર્થતા અને સેવાભાવ માટે ભગવાન પાસે સતત માગણી; સર્વે કર્મો ઉન્નતિના સાધન તરીકે વાપરવાનું અચળવૃત્ત, ખાવા-પીવાથી માંડીને પ્રત્યેક સૂક્ષ્મ વિચાર ભગવાનને અર્પણ કરવાની, અને તેની પાસે **તેની** જે ઈચ્છા હોય તે જાણવાની અને વશ થવાની માગણી; દરેક વખતે પોતાનામાં કઈ કઈ વૃત્તિઓ ઉભરાય છે. તેનું અવલોકન, પૃથક્કરણ અને અસત્ય, ખામી, અજ્ઞાની, અહંકારી, કામનામય હોય તેનો ત્યાગ કરવાનો આંતર સંકલ્પ; અને તે દૂર ન થાય તો તે કાર્યમાં ભગવાનની સહાય માટે પ્રાર્થના વગેરે અનેક આંતર વ્યાપારો ઉપર તારે ધ્યાન આપવું જરૂરનું છે. જો કર્મને આધ્યાત્મિક ઉન્નતિના પ્રબળ સાધન તરીકે વાપરવું હોય તો.

તે ઉપરાંત કુટુંબજીવનમાં પણ સંસ્કારિતા – મેળસંયમ વ્યવસ્થિતતા વગેરે – આવે તેવી વૃત્તિ ધારણ કરી પોતાના આદર્શોના પાલનમાં શિથિલતા ન આવે તે સંભાળવું જોઈએ. આ બધામાં શ્રદ્ધા મોટી વસ્તુ છે; નાસીપાસ, મુશ્કેલીઓ, પોતાની અંદરની નિર્બળતાઓનું તીવ્ર ભાન; સંજોગોની પ્રતિકૂળતા વગેરે અનેક અંતરાયો છતાં આપણા હૃદય ઉપર હાથ મૂકી જો એમ ખાત્રીપૂર્વક કહી શકીએ

કે, હું આ કાર્યને ભગવાનના કાર્ય તરીકે લઉં છું. અને તેને માટે સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છું; આજે મારામાં નિર્બળતાઓ છે પરંતુ એકવાર તે દૂર થશે; આજે સંજોગો પ્રતિકૂળ છે એક દિવસ તેઓ અનુકૂળ થશે તો એ શ્રદ્ધા ફળશે એ નક્કી માનવું.

વ્યાયામના કાર્ય માટે એ આંતર જરૂરીયાત ઘણી જ અગત્યની હોવાથી તેના ઉપર હું આટલો ભાર મૂકું છું. કારણ કે કદાચ વાણી કે વચન દ્વારા અથવા તો વર્તન વડે બીજાઓ તમારામાંથી કાંઈ પણ નથી લેતા એમ તમને દેખાય, તો પણ તમારા અંતરમાં પ્રગટેલી જ્યોતિમાંથી; તમારામાં ચેતના અગ્નિની શિખામાંથી તમે તે જાણો નહિ તો પણ તેઓ કાંઇક ને કાંઇક લીધા વિના રહી શકે જ નહિ. એ આદાન પ્રદાનનો મહાન નિયમ છે અને તેટલા જ માટે તેં વ્યાયામનું કાર્ય લીધું છે. તેને માટે તેં તારી લાયકાત સિદ્ધ કરી છે તેથી જ આજે ઘણે લાંબે વખતે વ્યાયામના કાર્યમાં જે આંતર વૃત્તિની જરૂર છે અને જેનો મેં ઠીક ઠીક અનુભવસિદ્ધ પ્રયોગ કર્યો છે તે તને ભારપૂર્વક જણાવું છું. એની એ વાત મેં ઘણીએ વાર છૂટી છવાઈ રીતે અને કટકે કટકે કરેલી છે. પરંતુ પ્રત્યેક કાર્ય કરવું તે સજાગ વૃત્તિથી, (આંતરની દૃષ્ટિને જાગૃત રાખીને) અને સહૃદયતાપૂર્વક કરવું જરૂરનું છે.

વળી કાર્યના પરિણામને બાહ્ય દૃષ્ટિથી જોવાની વૃત્તિ પણ દૂર કરવી જરૂરની છે. પરિણામ તાત્કાલિક ન આવે તો નિરાશ થવાની માણસમાં સ્વાભાવિક નિર્બળતા છે,

આપણે તેનાથી પર થવાની કળા શીખવી જોઇએ. સંગીન કાર્યમાં પરિણામની સમીપતા અગત્યની ગણાવી જ જોઇએ એવું નથી. કર્મનો આનંદ કાર્યમાં અને તેને ભગવાનને સાચા હૃદયથી કરવામાં રહેલો છે. પરિણામ ભગવાનના હાથમાં સોંપવાનો અભ્યાસ કરીને તે વૃત્તિને સિદ્ધ કરી નાંખવી જોઇએ. જેથી વારે વારે મન પરિણામ મેળવવા માટે અહંકારપૂર્વક કે કામના દબાણથી ખૂમરાણ ન કરે.

વળી કાર્યવાહકના આધ્યાત્મિક જીવનનું પતન કરાવનાર અનેક કારણોનું એક સબળ કારણ "મોટાપણું" છે. કાર્યવાહક હોય એટલે તેણે કાર્ય તો આગળ પડીને ચલાવવું જ જોઇએ. છતાં તેનામાં "હું બીજાઓથી ચઢીઆતો છું; બીજાઓ નાલાયક છે, હું વધારે લાયક છું." એવી વૃત્તિ થવી જોઇએ નહિ.

આને માટે પ્રથમ તો પોતાની નિર્બળતાઓનું તીવ્ર ભાન બહુ જ ઉપયોગી થઈ પડે છે. બીજુ, પ્રત્યેક વ્યક્તિ કાર્યવાહકના સંસર્ગમાં આવે તે (ઉમ્મરે, જ્ઞાને, મોટો કે નાનો હોય તો પણ) પણ ભગવાનનું પોતાનું જ એક સ્વરૂપ છે; પ્રત્યેકમાં પૂર્ણતાની મૂર્તિ રૂપે આત્મા રહેલો છે, અને ભગવાનની દૃષ્ટિએ બધા જ એક સરખા છે. એવી સતત વૃત્તિ રહે એ જરૂરનું છું.

દોષ કરનાર અને ગુનો કરનાર પ્રત્યે પણ એક પ્રકારની અંતરની એકતા અનુભવાય એ ઘણું જરૂરનું છે. તેવાઓનામાં રહેલા પવિત્ર આત્મામાં શ્રદ્ધા રાખવી અને તેમના પ્રત્યે બહારથી સખ્તાઈ છતાં, અંતરથી ખૂબ ધીરજ કેળવવી

જરૂરની છે. તેમનામાં રહેલા દિવ્ય અંશને બહાર આવવાને આહ્‌વાન કરવું (આપણા અંતરથી) જરૂરનું છે. છતાં દોષ કરનાર પ્રત્યે સાવચેત દૃષ્ટિ અને તીક્ષ્ણ તપાસ કરનારે અવલોકન રાખવા ચૂકવું નહિ. દોષ અને તેનો ભોગ થઈ પડેલા માણસ એ વચ્ચે હંમેશાં ભેદ પાડતાં શીખવું જોઈએ.

અને આપણા ઉપર અંગત આક્ષેપ કરનારને મૌન સિવાય બીજો ભાગ્યે જ વધારે અસરકારક ઉત્તર આપી શકાય તેમ હોય છે. એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે. આક્ષેપ કરનારને વર્તનથી જ ભાષણ આપવું ઉચિત છે. આપણી Sincerityના Test તરીકે, આપણને આપણા હૃદયની સચ્ચાઈ જાણી જોવાને સહાય કરનાર સહાયક તરીકે જ અંતરથી એવા આક્ષેપકારોને જોવા. કદી તેમના પ્રત્યે અંદરથી વિષમ વૃત્તિ ઉત્પન્ન થવા દેવી નહિ.

આખો વખત "દરેક બંધુને માટે હું શું કરી શકું તેમ છું" "કોની કેવી રીતે સેવા કરું!" એ પ્રશ્ન જ મનમાં રહે એવી મનોવૃત્તિ રાખવી અને જ્યારે દરેકમાં ભગવાન છે એવી માન્યતા દૃઢ થાય છે ત્યારે ભગવાનની સેવાનો પરમ આનંદ ક્ષુદ્ર દેખાતા માનવીની સેવામાંથી મળે છે. એ મારો અનુભવ છે એમાં પણ ઇચ્છા અને કામના, પરિણામની ઈચ્છા અને પોતાની ઉપર તીક્ષ્ણ અવલોકન, આળસ, અવ્યવસ્થિતતા વગેરે પ્રત્યે અસહિષ્ણુતા એ તો કેળવવાં જ જોઈએ.

કામવાસના આપણા અંતરમાં હોય તેને શક્તિના રૂપમાં ફેરવી નાખી આધ્યાત્મિક સંકલ્પ શક્તિના, વિચાર

શક્તિના, હૃદયની પવિત્રતાના, ભગવાન પ્રાપ્ત કરવાની તીવ્ર અભીપ્સાના, અને વ્યવહારૂ કાર્યમાં સચોટતા, સ્ફૂર્તિ, બળ અને શારીરિક સૌંદર્યના અને માનસિક શૌર્યના રૂપમાં તેનું રૂપાંતર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આ પ્રમાણે તને જણાશે કે ખરી રીતે જોવા જઇએ તો વ્યાયામનું કાર્ય અસિધારા વ્રતના જેવું છે. પરંતુ, અભ્યાસ, સંકલ્પબળ, સહૃદયતા અને શ્રદ્ધાથી માણસ શું નથી કરી શકતો ?

આ પત્રમાં લખેલી બાબતો બરાબર ધ્યાનપૂર્વક વાંચીને વર્તન માટે તેનો ઉપયોગ કરવા તું નહિ ચૂકે એવી આશા રાખું છું.

વધારે પૂછવા જેવું જણાય તે પૂછશો તો તેનો જરૂર જણાશે તેવો ખુલાસો કરીશ.

...... ભાઇ, તા. ૧૫ ઉપર આવનાર છે તેમની સાથે સંગીતનાં બીજાં કેટલાંક પાઠ્યપુસ્તકો મળી શકે તેમ હોય તો મોકલાવશો.

આ કાગળ ......, ......, ......, ......, ......, ......, ......, વગેરે વગેરે વ્યાયામમંદિરોના કાર્યવાહકોને વંચાવવો હોય તો વંચાવજે. નહિ તો વ્યાયામમંદિરોમાં લેખરૂપે આપવો હોય તો તેમ કરજે. નહિ તો, તું એકલો જ વાંચીને વર્તનમાં ઉતારશે તો પણ બસ છે. એની કિંમત વ્યવહારમાં આચરણ કરવામાં જ છે.

વખતોવખત બાહ્ય અને આંતર સ્થિતિ સંબંધી પત્ર લખતો રહેજે અને બાહ્ય કાર્યમાં વ્યવસ્થિતતા અને નિયમિતતા તથા વ્યવહાર કુશળતા રાખજે.

દરબાર સાહેબ ગોપાળદાસભાઈની મદદ દેશી રજવાડાઓમાંથી કટારો, બરછી, નકશીકામવાળી તલવારો, ભાલાઓ, ત્રિશુળો, ફરસીઓ, તીરકમાન, કામઠાં, બખ્તરો, વજ્રમૂઠ્ઠી, માથાનો ટોપ, વગેરે, દરબારી જૂનાં હથિયારો ભેગાં કરવા માટે લેશો તો સંગ્રહસ્થાન કરવામાં વધારે સગવડ પડશે. હું ધારૂં છું કે, એમની ચિઠ્ઠી લઈને ગુજરાત અને કાઠિયાવાડમાં કાટ ખાતાં હથિયારોનો પ્રજાહિતને માટે ખુલ્લા મૂકાતા પ્રદર્શનમાં ઉપયોગ થાય તો ઘણું સારૂં. મારા તરફથી તેમને એ કાર્યમાં મદદ કરવાને કહેજે.

બધા વિદ્યાર્થીઓ ભેગા રહેતા હોય તેમને ૧૧॥ કે ૧૨ વાગે જમવા માટે જવા દેવા એવી મારી સૂચના છે. કારણકે કેટલેક ઘેર મોડું વહેલું થતું હોવાથી જનાર વિદ્યાર્થીઓને શિથિલ થવાનું બહાનું મળે. આપણે તો ૧૨ વાગે જમવા મોકલવો જેથી બધાને ત્યાં જમવાનું થઈ ગયું જ હોય, ઘરનાં માણસોને જમવું હોય તો જમી લે, આપણા વ્યાયામ વીરોએ તો એકલા જમવાની તૈયારી રાખવી જોઈએ !

૧૨ વાગે જમવા મોકલી ૧ વાગે કે ૧॥ વાગે પાછા ફરજિયાત હાજર થઈ જવાનો નિયમ અમલમાં મૂકવા જેવો છે.

અને બહાર ગામથી આવતા વિદ્યાર્થીઓ બે કે ત્રણ દિવસ મોડું વહેલું ખાવાની સગવડ ન વેઠી શકે, અથવા તો ૧૨ વાગે જઈને ૧ વાગે પાછા પોતાની campમાં હાજર ન થઈ શકે તો મારા તરફથી તેમને કહેજો કે,

"હું એ જાણીને અહીં બેઠો ઘણો જ શરમાઉં છું." એ ત્રણ દિવસ પણ આપણા જુવાનો એટલું નિયંત્રણ ન પાળી શકે અને "આ તો બહુ ભૂખ લાગી છે." "જરા બહાર ફરવાયે ના જઇએ?" એવી વૃત્તિઓને વશ થાય તો પછી તેમની કનેથી મોટી આશાઓ રાખવી વ્યર્થ છે!

સર્વ સામાન્ય ટેકરા ટેકરીની રમત પણ કરવાની ગોઠવણ કરવી. જ્યારે જ્યારે વિદ્યાર્થીઓ ભેગા થાય ત્યારે ત્યારે છૂટથી લકડી, લાઠી અને કુસ્તી જેમ બને તેમ વધારે પ્રસંગો ઉભા કરીને ખેલાવવી. એના વિના મર્દાનગીનો જુસ્સો નહિ કેળવાય. માટે — છૂટ લકડીની — તો કરાવવી અને તે પણ સારી મારામારી! બનતા સુધી ટેકરા ટેકરી વગેરે થઇ ગયા પછી છેલ્લે દિવસે એ મારા મારી રાખવી કે જેથી માર ખાઇને બધાને વિખેરાઇ જવાનું જ આવે. નડિયાદમાં દારૂખાનાની લડાઇ થાય છે તેમાં પણ નિયમો દાખલ કરી વ્યવસ્થિત રમતના — લડાઇના રૂપમાં તેને ફેરવી શકાય તો પણ સારૂં. બીજું સીનેમા લેવાની ફીલ્મ અને ...... સર ...... ભાઇને ત્યાં કે ...... પાસે અમદાવાદમાં છે તેમણે એક માણસ પણ તે કામ જાણનાર રાખ્યો છે. ડૉ. ...... મારફત મળી તે ઉક્ષીનો લઇ માણસોને બતાવવાની વ્યવસ્થા કરવાની સૂચના કરૂં છું. મારા કાગળની જરૂર હોય તો કોના ઉપર લખું અને કોને રવાના કરૂં તે લખવાથી મોકલાવીશ. તેઓ ફીલ્મ પોતાના તરફથી આપે તો ઘણું સારૂં. નહિ તો, મશીન તેમની પાસેથી લઇ તેમના માણસને બોલાવી ફીલ્મ મંડળ તરફથી વેચાતી લઇને પણ

ફોટા લેવા પ્રયત્ન કરવો ઇષ્ટ છે. ફીલ્મની કિંમત બહુ નહિ પડે.

વળી દરેક જીલ્લાની સંસ્થાઓના જુવાનોની Common પગપાળા મુસાફરીનો કાર્યક્રમ પણ અમલમાં મૂકવો. એ તો આખા વર્ષના કાર્યની વાત છે. પરિષદને અંગે આવનારા એ પ્રમાણે મુસાફરી કરીને – વગર થાકે – આવી શકે તો ઘણું સારૂં. પણ એ જોવાનું છે.

આમાંથી કેટલી સૂચનાઓ અમલમાં મૂકી શકાશે તથા પ્રત્યેક વિષે કાર્યકર્તાઓનો શો અભિપ્રાય છે, તે લખી જણાવજે. ઝડપથી કાર્ય કરવાનું હોવાથી વખત નકામો ન જાય તેની સંભાળ રાખી જલદી વ્યવસ્થિત કાર્ય મનમાં ગોઠવવાની જરૂર છે. આખીએ યોજના મનમાં પહેલાં ગોઠવી, કયું કામ ક્યારે થશે, કેવી રીતે થશે. તેની માનસિક છબી પહેલાં મનમાં જ જોઇ જવી. ત્યાર પછી તેને પાર ઉતારવાની બધી જ સામગ્રી ભેગી કરવી. માણસોને કામ સોંપી દેવાં, સંજોગો ઉભા કરવાને પ્રયત્ન કરવો અને અમલ કરવો. ......થી કાર્ય કરવામાં મદદ કરનારાઓ આવે કે ન આવે પરંતુ તારે પોતાને જ આ કાર્ય કરવાનું છે એમ સમજીને જ તારે શરૂઆત કરી દેવી. અને કાર્યકર્તાઓને સલાહકાર તરીકે પૂછવાનું રાખવું. વ્યાયામના કાર્યમાં અગવડ પડે તો ભાગ લેનારાઓને સક્રિય સહાયમાં લેવા બાકીનાઓને સલાહકાર વર્ગમાં રાખી જાતે જ બધી મહેનત કરવાનું રાખવું. ટૂંકામાં આખા કાર્યની આંતર વ્યવસ્થા તારે અને ......, ......, ......, ......, જેવા કેટલાક

વ્યાયામમંડળમાં કાર્ય કરનારે જવાબદારી પોતાને માથે ઉપાડી લેવી જોઇએ એવો મારો અભિપ્રાય છે. અને આપણા મંડળના વડીલોને એ પ્રમાણે કહી દેવામાં પણ કશું ખોટું નથી. તેમને સમજાવવું કે, "હું તમને પૂછીને જે કરતો હોઇશ તે તે કરીશ. તે ઉપરાંત તમે આપશો તે સૂચનાઓનો અમલ કરવા પ્રયત્ન કરીશ. તમે બહારનું કાર્ય કરો. અંદરના આખા કામનો મારે અનુભવ લેવો છે. અને તેની વ્યવસ્થા આ પ્રમાણે મેં વિચારી છે. તેમાં તમારે સૂચના કરવી હોય તે કરો. પરંતુ તેનો અમલ કરી મને કામનો અનુભવ લેવા દો. હું ધારું છું કે, આપણા મંડળના વડીલો એ વૃત્તિને અનુકૂળ થશે. વિગતવાર પત્ર લખશો. અહિં સર્વે ખુશીમાં છે.

આર્ય ઑફીસ, તા. ૨૮ : ૭ : ૧૯૨૭

*

[ ૨૫ ]

**ચિ. ભાઇ ......,**

**દીવાળીનો** લેખ બનતાં સુધી જેટલો બનશે, તેટલો જલદી મોકલાવીશ. વ્યાયામમંડળની હકીકત જાણી. હું તો ક્યારનો એ જાણું છું. એમાંથી નવું જાણવાનું ભાગ્યે જ મળે છે. પરંતુ ...... એ મંડળનો સેક્રેટરી થયા પછી પણ એવી અવસ્થા હોય, તો પછી આપણે મંડળની બેદરકારી

માટે મંડળનો બધો વાંક કાઢી શકીએ નહિ. આપણા તરફથી તે કાર્યમાં જોડાયેલ ...... ને આપણે આ બાબતમાં શક્ય હોય તે કરવાને કહેવું ઘટે છે. મંડળે શું શું કરવાનો પ્રયત્ન કર્યો છે, તે હું જાણતો નથી, એટલે "...... ઉદાસીન રહો" એવું હું નક્કી કરી શકતો નથી. પરંતુ એ બાબત ...... એનું દૃષ્ટિબિંદુ લખે તો હું એણે શું કરવું તે લખી જણાવીશ. મંડળને નાબુદ કરવાથી આપણને શું લાભ થશે? મારો અભિપ્રાય એવો છે કે એવાં મંડળો જેમાં ઘણી વ્યક્તિઓ વિધવિધ પ્રકૃતિવાળી ભાગ લેતી હોય, તે તો એવાં જ રહેવાનાં સિવાય કે મંડળ રાજકીય પ્રવૃત્તિ હાથમાં લે. રાજકીય કામમાં ઉશ્કેરણી, બહાર આવવાની તક, થોડું ઘણું કામ કરવાનો સંતોષ, સોંઘી ખ્યાતિ વગેરે અનેક રાજકીય હેતુઓ આગળ પડતા હોય છે; એટલે એ કાર્યમાં ભાગ લેનારાઓમાંથી રસ લેનાર વધારે નીકળે એ સંભવિત છે. એની એ કોન્ફરન્સમાં રાજકીય ઠરાવ ઉપર ગરમાગરમ ભાષણો થાય, અને બોલનારાઓના ઘાંટા બેસી જાય. પરંતુ સામાજીક સુધારાની કે રચનાત્મક કાર્યનો ઠરાવ આવતાં આખી સભા ઠંડી થઈ જાય. ભાષણો પણ નમ્ર અને ધીમા અવાજવાળાં. વક્તાઓ પણ ઉતાવળ ન કરવાની અને સાહસભર્યાં પગલાંઓ નહિ લેવાની ચેતવણી આપનારા નીકળે છે. એમાં લોકોનો દોષ નથી. આપણને રાજકીય સ્વતંત્રતાની ઘણી જ જરૂર છે. સામાજીક પરિવર્તન તો વીરલા પુરુષો કરી શકે, કારણકે રાજકીય કાર્ય કરવામાં જેટલી સગવડો છે, તેટલી જ સામાજીક કાર્યમાં અગવડો રહેલી છે. અને આપણા આગળ પડેલા લોકોમાંનો મોટો

ભાગ સમાજ સાથે ઝઘડો કરી સામાજીક શુદ્ધિ કરવા જતાં આપણી જનતામાં ભેદ નથી પાડવા ચહાતો; તે સમજી શકાય તેવું છે. કારણકે સમાજમાં મતભેદ (સામાજીક બાબતમાં પણ) પાડવાથી રાજકીય સંગઠન નબળું પડવાની હરેક વકી છે.

જુવાનીઆઓમાં તો માનવ સ્વભાવની સારી તેમજ નબળી બંને બાજુઓ રહેલી છે. જે જુવાને સંગીન કાર્ય કરીને દેશના ઉદયમાં ખરેખરો ફાળો આપવો જ ધાર્યો છે, તેણે પોતાની જાતને ઘણી રીતે તૈયાર કરવાની જરૂર છે. રાજકીય કાર્ય કરવા માટે પણ પુષ્કળ વિચાર અને વાંચનની જરૂર છે. ઇતિહાસો તેણે ફરી ફરીને સમજવા જોઇએ; સંસ્કૃતિઓમાં મૌલિક તત્ત્વોનું અન્વેષણ કરવું જોઇએ; રાજક્રાંતિઓ, સામાજીક પરિવર્તનો અને વિપ્લવો તેણે (ભૂત અને વર્તમાનના) ઉથલાવી જોવા જોઇએ. વર્તમાન ઇતિહાસની શક્તિધારાઓ અને ભાવી ઘડતરમાં મુખ્ય ભાગ લે એવી સર્વ અસરોનો તેણે અભ્યાસ કરવો જોઇએ. એનો અર્થ એમ ન કરશો કે હું રાજકીય કાર્ય જુવાનોએ ન લેવું જોઇએ એવો અભિપ્રાય ધરાવું છું. પરંતુ રાજકીય કાર્ય કરનારે પોતાનું શું કાર્ય છે, તે જરા (બરાબર) જાણવું તો જોઇએ જ. સંધિઓ કેમ થાય છે, પ્રશ્નોની છણાવટ કેવી રીતે થાય છે; ચળવળોને ટેકાઓ કેવી રીતે અપાવાય છે; સરકાર સામે કઇ કઇ બાજુઓ એક સામટી મૂકાય તેમ છે વગેરે જાણીને પોતાની શક્તિની મર્યાદાઓ તેણે આંકવી જોઇએ. તક મળે તેનો લાભ લેતાં આવડવું

જોઇએ. મળેલી તક કદી ગુમાવવી ન જોઇએ. પોતાની શક્તિનો ક્યાસ કાઢીને, તેનો વ્યય કર્યા વિના જ મળતા હોય તેટલા ફાયદા આબરૂ સાચવીને મળતા હોય તો સિદ્ધાંતનું કે પોતાના વચનનું પૂછડું તેણે પકડી રાખવું જોઇએ નહીં; વગેરે ઘણી બાબતો જાણવી સમજવી અને વિચારવી જોઇએ. ઉશ્કેરાઈ જવું એ કાંઇ રાજકીય નેતાનો એક માત્ર ગુણ નથી. ઠંડે પેટે વિચાર કરવો તથા પોતાની શક્તિની મર્યાદિતા જાણવી એ પણ ઘણું અગત્યનું છે.

જુવાનોની મુખ્ય દોલત તેમનો પવિત્ર ભાવનાશીલતા-ભર્યો જુસ્સો છે. પરંતુ તે કેવળ ભાવનાના અતીન્દ્રિય પ્રદેશમાં જ ઉડ્યા કરે, તો કદી આપણી પૃથ્વી વાસ્તવિક હવામાં આવી જ નહિ શકે અને આવવા પ્રયત્ન કરશે, તો અવતરીને જીવી નહીં શકે. વળી, એ ભાવનાશીલતા કેટલો વખત ટકે છે તે પણ જોવાનું છે. યુવાવસ્થાની એ વિશિષ્ટ અવસ્થા હોય છે, જ્યારે એ નિઃસ્વાર્થતા અને ભાવના-શીલતા સર્વોપરિ થઈ રહે છે. પરંતુ એવો પણ એક સમય આવે છે, જ્યારે પ્રાણની ઇચ્છાઓ અને કામનાઓનું બળ વ્યવહારની પરિસ્થિતિનું અનિવાર્ય દબાણ, પોતાની જવાબ-દારીનું આકરૂં ભાન, સ્વપ્નદૃષ્ટાનાં સ્વપ્નોનું ઉડી જવું અને જીવનની કદ્રુપી વાસ્તવિકતાના પ્રભાતનું ઉગવું – જુવાન અનુભવે છે અને આપણે વ્યાયામમંદિરમાં એ સમયની ભરતીનો લાભ લઇને જીવનને એક સ્થાયી વલણ આપવાનો પ્રયત્ન કરીએ છીએ; આપણે એ જુસ્સાના જુવાળને ઉપયોગી નહેરોમાં વાળવાનો અને જમીનને ફળદ્રુપ કરવાનો પ્રયાસ

કરવાનો છે. આપણે એ ભાવનાશીલતા વડે સમગ્ર જીવનને સ્વપ્નાંરૂપે બનાવી દેવાની તાકાત આપવી છે કે જેથી કરીને સામાન્ય લોકો વ્યવહારૂ જીવન કહે છે તે જ્યારે યુવકની સામે ખડું થાય ત્યારે તે પોતાનું શિર તેને નમાવે નહિ, એટલુંજ નહીં પરંતુ પોતે પરિસ્થિતિના ઉપર કાબૂ જમાવી આદર્શને વ્યવહારમાં પરિણત કરે.

આ કામ કરવામાં કેટલીક સાવચેતી રાખવી જરૂરની છે તેમાંની પહેલી તો એ છે કે વિદ્યાર્થીજીવન "વિદ્યાર્થી" રહેવું જોઇએ. મુખ્યતઃ અભ્યાસ, વાંચન, વિચારશક્તિનું ખીલવવું, ચિંતન, અવલોકન, વિવેચન, સંકલ્પશક્તિનું કેળવવું, નિયમિતતા અને વ્યવસ્થિતતા પ્રાપ્ત કરવી, સ્મરણ-શક્તિને કેળવવી, સ્વચ્છતા અને સાદાઈ રાખવી, ભાષા-જ્ઞાન કેળવવું વગેરે વગેરે આવે છે.

પરંતુ વિદ્યાર્થી જો ચળવળોમાં સક્રિય ભાગ લે તો ઉપરનાં જરૂરનાં કાર્યો માટે એને ભાગ્યે જ અવકાશ મળે. "આપણે ભણવાની શી જરૂર છે?" "આપણને તો કામમાંથી જ કેળવણી મળી રહેશે; ફલાણા કાર્યકર્તાએ કોઈપણ યુનીવરસીટી આપે તેના કરતાં વધારે સારી તાલીમ અમુક કાર્યદ્વારા મેળવી છે." વગેરે વાકયો આજકાલના કેટલાક કહેવાતા અસહકારીઓ અને નેતાઓ વાપરે છે. પરંતુ એ તો વાપરવાં સહેલાં છે. કોઇએ પણ તેનો પ્રયોગ પોતાના ઉપર કર્યો નથી. અને જેમણે જેમણે કર્યો છે, તેમણે કશાં પણ અસાધારણ પરીણામો બતાવ્યાં નથી. બુદ્ધિના પ્રદેશમાં માનવે પ્રગતિ કરવી હોય તો, બુદ્ધિને

ખીલવે એવી કેળવણી લીધા વિના ચાલે જ નહિ. ખરું છે કે, આપણી સરકારી કેળવણી આપણને અક્ષરજ્ઞાન વિનાના બીજા બધા જ જ્ઞાનના પ્રદેશોથી વંચિત રાખે છે; પરંતુ તેથી કાંઇ તેની અગત્ય ઓછી થતી નથી. આપણને સરકાર ધંધા ઉદ્યોગ કે સાયન્સનું જ્ઞાન આપતી નથી. પરંતુ તેથી કાંઈ આપણે ભણવું જ છોડી દેવું જોઇએ, એવો અર્થ નીકળતો નથી. આપણે ધંધાની કેળવણી લેવાનો પ્રતિબંધ જાતે કરી લેવાનો છે. કળા પણ આપણે સ્વપ્રયત્ને પ્રાપ્ત કરવાની છે.

એટલે રાજકીય ચળવળોના બદલાતા કાર્યક્રમમાં વિદ્યાર્થીઓ ગમે તેટલો રસ લે અને કટોકટીના પ્રસંગમાં એટલે કે રશિયામાં થયો, એવો બળવો થાય, તો તેમાં ભાગ પણ જરૂર લે. પરંતુ તેણે અભ્યાસ કરવો જોઇએ. "અભ્યાસ કરવો" એટલે "નિશાળનું લેસન અને સરકારી પાઠ્ય પુસ્તકોમાંથી પરીક્ષાઓ પસાર કરવી એવો અર્થ કરવાનો નથી. "વિદ્યાર્થી" એ તો એક અવસ્થા છે, એક તક છે. નવરાશનો વખત, પરિસ્થિતિ ઘરની અને બહારની અભ્યાસને માટે અનુકૂળ હોય છે. ન હોય કમાવાની ચિંતા કે ન હોય ડાહ્યા થવાનો ભય! કેવી સરસ નિર્દોષ અને સામર્થ્ય–ઉત્સાહ–નવજીવન–વાળી દશા! આહ! હું તો આખી જિંદગી વિદ્યાર્થી જ રહેવાનો છું! મારાથી વિદ્યાર્થી મટી શકાતું નથી. એની મેં એટલી મઝા લૂંટી છે! ધારો તો તમે દરરોજ સ્વર્ગમાં ઉડીને પૃથ્વી ઉપર આવી શકો! ધારો તો કાર્લાઇલની જોડે ફ્રેન્ચ રેવોલ્યુશન

જોઇને પાછા કૉલેજના કલાસમાં હાજર થઈ શકો, યા તો બાયરન જોડે હ્રાઇન નદીમાં સુંદર પ્રદેશમાં ભ્રમણ કરીને ઘરને હિંચકે બેસી શકો! કે મોડી રાત્રે દીવેલના કોડીયાના તેજથી શેલીને વાંચીને પ્રોમીથીઅસ (છૂટેલો)નો અગ્નિ· તમારા હૃદયમાં સંકોરી જાગૃત કરી શકો કે પછી શાકુંતલની મર્મ મર્યાદાભરી શૃંગાર કળાનો આસ્વાદ લઇ શકો! બીન જવાબદારી પણ કેવી? કપડાં જોઇએ તો મળે! ખાવાની જરૂર જણાય ત્યારે તૈયાર! વળી કેટલાકને તો પૈસા પણ વાપરવા મળે! અને મૈત્રી! એ જીવનભરના સંકલ્પોને પોતાની પાંખો આવે એવી ગગનગ્રાહી મૈત્રી યુવાવસ્થા વિના બીજે ક્યાં મળે? છૂટ પણ કેવી? કશાનો સંકોચ નહિ, કોઇ પ્રકારનો ભય નહિ? પ્રયોગો કરવાની કેટલી કેટલી તકો? અને અભય પણ કેવું? સારી દુનિયાનો સમ્રાટ વિદ્યાર્થીને મન શા હિસાબમાં હોય? એ બેપરવાઈ, એ ઉદ્દામતા, એ આભિજાત્ય, એ નિઃસ્વાર્થતા! એ સ્વાર્થત્યાગોની ઘડીઓ!

પરંતુ તમે વિદ્યાર્થી મટી જાઓ એટલે નવરાશ ગુમાવો. નવરાશ વિના ચિંતન ન થઈ શકે! નિરાંત જોઇએ! પરંતુ જવાબદારી લેનારને નિરાંત ન મળી શકે એ સ્પષ્ટ છે. માટે નફરબંદા "વિદ્યાર્થી" રહેવામાં જ લાભ છે.

પરંતુ વિદ્યાર્થી અવસ્થાની ઉજળી બાજુ પેઠે તેને શ્યામતાની રેખા નથી લાગેલી એમ નહિ. એજ અવસ્થામાં મળતી પ્રયોગ કરવાની છૂટ કેવાં ભયંકર પરીણામો લાવે છે? પ્રયોગો! હા, ભયંકર પ્રયોગો! અને તે પણ પોતાના આયુષ્યના પોતાના આરોગ્યના પોતાના કલ્યાણના ખ્યાલથી

મુક્ત થઇને કરેલા રાક્ષસી પ્રયોગો! અને છૂટ પણ તેવી જ દુરૂપયોગમાં પરિણમે છે! ઉદ્ધતાઇ, ઉચ્છ્રૃંખલતા, ઉન્મત્તતા અને અસંસ્કારિતા પણ વિદ્યાર્થી અવસ્થામાં જડે છે, તેવી બીજે ભાગ્યે જ જડે! વ્યસનો, દુષ્ટ વિચારો, ગુના કરવાની વૃત્તિઓ વગેરે પણ વિદ્યાર્થી અવસ્થામાં ઘર કરવાનો પ્રયત્ન કરે છે.

એટલે ગંભીરતા, જવાબદારીની ભાવના અને નિઃસ્વાર્થ સેવાની વૃત્તિ કેળવવાની તક મેળવવી જરૂરની છે. પરંતુ વિદ્યાર્થી મટી જવું લાભદાયક નથી. આવી એક યોજના વ્યાયામમંદિર પૂરી પાડે છે. ત્યાં તમારે ધંધાદારી કામ કરવાની તક મેળવવી હોય, તો જુદી જુદી વૃત્તિવાળાઓને માટે જુદી જુદી ગોઠવણ થઇ શકે એવો હેતુ છે. સુથારી કામ, પમ્પને લગતું કામ, એન્જીનીયરીંગ કામ, ઘાટ ઘડવાનું કામ, વ્યાપારીવૃત્તિ, કળાની તાલીમ લેવાની ઇચ્છા, ફોટોગ્રાફી, ચિત્રકામ વગેરે કેટલીએ ધંધાદારી કાર્યોની માહિતીઓ તમે ત્યાં મેળવી શકો તેમ છો. ત્યાં આગળ રહી તમે ધંધો ન શીખો, તેની અડચણ નથી; પરંતુ ધંધા પ્રત્યે વૃત્તિ હોય, તેને પોષણ આપીને તમારામાં કયા કાર્યને માટે શક્તિ તથા પ્રકૃતિ તરફથી પ્રાપ્ત થયેલી યોગ્યતા છે, તે તમે જાણી શકો છો. વ્યાયામમંદિરમાં નિયમનું એવું બંધન નથી કે દરેકે દરેકે વ્યાપારીવૃત્તિ ધરાવવી જ જોઇએ, યા તો દરેકે દરેકે કળાનું કાર્ય શીખવું જ જોઇએ. દરેકને પૂરી સ્વતંત્રતા છે, કારણકે સંસ્થા આખીય તમારી છે. તમારામાં જે જવાબદારીનું ભાન અને અંતરાત્માની પસંદગી હોય,

તે પ્રમાણે કાર્યક્ષેત્ર પસંદ કરી બરાબર કાર્ય કરવાની અને તમારા સંકલ્પને અમલમાં મૂકવાની તક મેળવવાની છે. સેવા કરવાની એવી તક મેળવવાથી જ સાચી Training તાલીમ મળી શકે. પૂરેપૂરી સ્વતંત્રતા હોવાથી આપોઆપ વિકાસ કરવાની તક વ્યાયામમંદિરમાં દરેકને મળે છે. જેમનામાં નેતૃત્વની શક્યતા હશે, તેઓ પણ નેતૃત્વ લેશે. પરંતુ કેવળ Sincerity અને Service સહૃદયતા અને સેવાભાવ વડે જ.

જે બે વસ્તુઓને સાચવવાની કહી, તેમાંની એક જાહેરમાં આવવાની વૃત્તિ યાને કીર્તિની લાલસા છે. અને બીજી સત્તાની લાલસા – એટલે કે – અધિકાર – સત્તા – મેળવવાના હેતુથી કાર્યમાં પ્રવૃત્ત થવું.

આ બેથી પ્રથમ સમાલવાનું હોય છે. તમને કદાચ એમ લાગશે કે દંડ કરાવનાર "દંડ કરાવે" એમાં વળી "કેવી ભાવનાથી કરાવે છે?" તે જોવાની શી જરૂર છે? તો મારે તમને જણાવવું જોઇએ, કે "મારૂં જીવન પ્રત્યેનું આખું દૃષ્ટિબિંદુ આંતરમુખ છે." હું કોઇ પણ કાર્ય બહારથી કેવું દેખાય છે, તેના ઉપરથી તેની સંગીનતાની, તેની તાકાતની, તેની ચિરંજીવીતાની ગણત્રી કરતો નથી. પ્રત્યેક કાર્યની વાસ્તવિકતા કાર્ય કરનારના અંતરમાં રહેલી છે. ત્યાં આગળ – અંતરમાં — જેવી શુદ્ધ અને પવિત્ર ભાવના, તેટલી કાર્યમાં પણ વધારે પવિત્રતા! જેટલું ત્યાં આગળ કાચું, તેટલું કામમાં પણ કાચું. ભલે બહારથી તે બન્ને કાર્યો એક સરખાં જ – એક જ – દેખાતાં હોય? જ્યારે

આગળ વધશો, ત્યારે તમને મારા આ વિચારની સચ્ચાઈ દિવા જેવી જણાશે. મેં તો એ સત્ય હજારો વખત અનુભવીને પ્રત્યક્ષ કરેલું હોવાથી મને તો એમાં રજ માત્ર પણ શંકા રહી નથી.

મેં સાંભળ્યું છે કે આપણા વ્યાયામમંદિરના ...... અને ...... બન્ને મુખ્ય કાર્યકર્તાઓ "યુથ લીગ"ના કાર્યમાં વધારે પડેલા હોવાથી વ્યાયામમંદિરના કાર્યમાં ભાગ લઈ શકતા નથી. આ બાબત કેટલે સુધી સાચી છે, તે હું જાણતો નહિ હોવાથી તેમને વ્યક્તિ તરીકે કશી જ સલાહ આપવી યોગ્ય ધારતો નથી. જ્યારે તેઓ એ વિષે પૂછશે, ત્યારે થઈ રહેશે.

પરંતુ "યુથ લીગ"ના સંસ્થાપક—વગેરેને હું જાણું છું. અને તેમના ઉત્સાહ વિષે મને ઘણો સારો અભિપ્રાય છે. હમણાં તેઓ સાચી ભાવનાશીલતાથી પ્રવૃત્ત થાય છે. પરંતુ મારી અને તેમની કાર્યપદ્ધતિમાં ઘણો ભેદ છે. હું જે પદ્ધતિએ કાર્ય કરવું યોગ્ય ધારું છું, તે પૂર્વની છે; તેમની પદ્ધતિ પશ્ચિમની છે. આજકાલ પશ્ચિમની પદ્ધતિનો સ્વીકાર સર્વત્ર થવા લાગ્યો છે, તેમ રાજકીય વિગેરે જાહેર પ્રવૃત્તિઓમાં ભલે જેમને જરૂર જણાય તેઓ એ પદ્ધતિનો સ્વીકાર કરે, પરંતુ રચનાત્મક કાર્યમાં શા માટે આપણે એ પદ્ધતિને સ્વીકારવી જોઈએ ! વ્યાયામમંદિર એ સંસ્થા નથી તે એક પ્રવૃત્તિ છે. યુથ લીગ કરતાં તેની શક્તિ અનંતગુણ વધારે છે. એનું માપ કાઢવાની પદ્ધતિ પણ હું તમને બતાવું.

બારડોલીના પ્રશ્નના ઉકેલમાં યુથ લીગે ભાગ લીધો એ ઘણી સારી બાબત થઇ. હું તેનાથી ઘણો ખુશી થયો છું. હું પોતે સર્વે સંસ્થાઓના વિદ્યાર્થીઓનું કોઈ પ્રકારે સંગઠ્ઠન થાય તેમાં માનું છું. તેનાથી ઘણા લાભ થાય તેમ છે. પરંતુ સમગ્ર વિદ્યાર્થી જીવનને વલણ આપવાની શક્તિ એવા કાર્યમાં નથી એવું મને લાગે છે. હું પૂછું છું કે "યુથ લીગ"ના કાર્યને ઉપાડી લેનારા ક્યાંથી આવ્યા? (દરેક સ્થળે) એવા કાર્યકર્તાઓ જેમણે તૈયાર કર્યા, તે સંગીન કાર્ય કરે છે, ભલે તે ગમે તે સંસ્થા હોય! યુથ લીગમાં દેશના કાર્યકર્તાઓ ઘડવાનો પ્રસંગ ઓછો છે. વળી તેમને અનુભવની ખામી વારેવારે નડ્યા કરવાની. સૌથી મોટી જરૂરિયાત આંતર દૃષ્ટિની છે. તે યુથલીગમાં ગેરહાજર છે એ મેં અનુભવેલું છે; અને જે ચળવળમાં એ વિશુદ્ધિ જાળવનાર આંતરદૃષ્ટિ ન હોય, તે મોડી વહેલી અધોગતિ પ્રત્યે જવાની જ. કારણકે તે પોતે ક્યાં જાય છે, તે જાણવાનું કશું સાધન તેની પાસે નથી.

વળી, સરકારે બારડોલીનો પ્રશ્ન પ્રજાને સંતોષ આવે, એવી રીતે ન ઉકલ્યો હોત, તો 'યુથલીગ'ની પરીક્ષાનો સમય આવત. સભાઓ ભરીને સરઘસ ઉપરાંત બીજો શો કાર્યક્રમ તેઓ અમલમાં મૂકી શકત? વિદ્યાર્થીઓ સત્યાગ્રહ કરવાને બારડોલી મોકલવાનો પ્રશ્ન "યુથલીગ"ના ઉપર આધાર રાખતો નથી. કારણકે એ પ્રમાણે જનારા તો જવાના જ. તેવાઓ કાંઈ યુથલીગને લીધે નહિ જાય.

તમે કહેશો આપણું વ્યાયામમંડળ એવી આગળ પડનારી ચળવળમાં શા માટે ભાગ ન લે?

હું વ્યાયામમંદિરના વિદ્યાર્થીઓને જ્યારે જ્યારે જરૂર જણાય, ત્યારે ત્યારે એવી ચળવળમાં ભાગ લેવા દઉં. હું તેમને તેમાં જોડાવાની સલાહ આપું; પરંતુ તેના અગ્રણી થવાની જવાબદારી લેવાની સલાહ ન આપું, કારણકે અગ્રણી થાઓ એટલે તેની જવાબદારી તમારે માથે આવે. બીજું, જાહેરમાં નહિ આવવાની Training – તાલીમ ગુમાવો અને સાથે સાથે વ્યાયામમંદિરના કાર્યમાં શિથિલતા આવે. ધારો કે સરકારે નમતું ન આપ્યું હોત, અને ગોળી બહારનો પ્રસંગ આવે તો 'યુથલીગ'માંથી, કેવળ યુથલીગની શક્તિવડે તૈયાર થયેલા, કેટલા ઉભા રહે? મારી ખાત્રી છે કે ઉત્સાહની રેલ ઉતરી જતાં એમાંથી ભાગ્યે ત્રણ ચાર રહે! તમે બીજો પ્રશ્ન પૂછશો કે "ત્યારે આપણે શા માટે બારડોલીમાં બધાએ સ્વયંસેવકો ન થવું? મારો ઉત્તર એ છે કે "બધાંને સ્વયંસેવક થવાની જરૂરિયાત ઉભી થયે થવું જ જોઇએ. પરંતુ, તે પણ તાત્કાલિક હોવું જોઇએ. અર્થાત્ કામ થઇ ગયા પછી પાછું વિદ્યાર્થી અવસ્થામાં આવી જવું જોઇએ.

પરંતુ એવો પણ પ્રશ્ન થઇ શકે કે "આપણે શા માટે એવી રાજકીય ચળવળથી જુદા પડવું?" યા તો "આપણે શા માટે ન ઉપાડી લેવી?" ઉત્તર એ છે કે રાજકીય કાર્ય કરવામાં વિદ્યાર્થીઓને તો છેક છેલ્લા લેવા જોઇએ, એવો મારો અંગત અભિપ્રાય છે. તેઓ તો Reserveમાં ગણાય તે જ યોગ્ય છે. દરેક લડાઇ વખતે Reserveને પહેલો મેદાનમાં મૂકવો એને હું સારી નીતિ ગણતો નથી.

બીજું આપણી સંસ્થા એકવાર એવી વિરોધી ચળવળમાં પડે પછી આપણા માણસોએ "આ પાર કે પેલી પાર"ની યા હોમની નીતિ જ સ્વીકારવી પડે. એનાં બધાં પરિણામો યુવાનો ઉપર નાંખવાં એને હું મોટામાં મોટી જવાબદારી ગણું છું. અને જે કાર્યમાં હું પોતે મારૂં સર્વસ્વ ખોવા તૈયાર ન હોઉં, તેવામાં હું વિદ્યાર્થીઓને કદી પણ આગળ ન કરૂં. તેમનો અપાતો ભોગ બરાબર છે, તેની ખાત્રી હું બુદ્ધિથી કદી ન કરૂં. પરંતુ મારા હૃદયમાં રહેલ ભગવાનની સાક્ષી માગું. એવા પ્રસંગો રોજ ન આવે, એ દેખીતું છે; અને એવો પ્રસંગ આવ્યે હું પોતે નીતિમાં માનનારો ન હોવાથી લોકો જેને અનીતિવાળી પદ્ધતિ માને તે પદ્ધતિએ પણ હેતુ સાધવાની છૂટ આપું. પરંતુ એવી ચળવળમાં નેતા થવાને લાયક હાલ કોણ છે? રાજપ્રકરણમાં આજે મોતીલાલ નેહરૂ અને એવા બે ચાર જણા બાદ કરતાં આજે કોણ તે જાણે પણ છે? ખેર! હું મુખ્ય વિષય પરથી વધારે આઘો જવા ઇચ્છતો નથી. મારૂં મંતવ્ય છે કે "યુથલીગ" જેવી સંસ્થામાં ભાગ લેવા છતાં આપણે વ્યાયામમંદિરોને કાળજીપૂર્વક ચલાવી શકીએ. યુથલીગમાં જેઓ સાચા દીલથી સેવા કરવાને ઉત્સુક હોય, તેમને આપણે કાર્યના અનેક ક્ષેત્રો બતાવી શકીએ. અને વ્યાયામ ઉપરાંત જે જે કરવાને આપણે અશક્ત હોઇએ, તે તે તેમને બતાવી શકીએ. એ રીતે આપણે વધારે કાર્ય કરવામાં કાંઈ મદદભૂત થઇ શકીએ.

પરંતુ આપણે એ તો સ્વીકારવુંજ જોઇએ કે માનવની શક્તિ પરિમિત છે. અને ગમે તેવી ઉદ્દાત્ત અને પવિત્ર

ભલે હોય, પરંતુ સઘળાં કાર્યો કરવાની ઉત્સુકતાનો વ્યવહારમાં અમલ કરવાને માનવ અશક્ત છે. એવો ઉત્સાહ તેના અંતઃકરણની પવિત્રતાનું, તેના મનની ભાવનાશીલતાનું નિશાન છે; પરંતુ વ્યવહારમાં ઉતારવા જતાં તો માનવને જરૂર જણાશે કે તેની શક્તિઓ અત્યંત પરિમિત છે. અરે! ક્ષુદ્ર છે! સર્વ શક્તિમાન અને સર્વજ્ઞ ઈશ્વર પણ જ્યારે સૃષ્ટિ રચે છે, ત્યારે સ્વેચ્છાએ પોતાની શક્તિઓને મર્યાદિત કરે છે. જો તેમ ન કરે તો સૃષ્ટિ જ ઉત્પન્ન ન થાય. સૃષ્ટિ એટલે અનંતે સ્વેચ્છાએ સ્વીકારેલી મર્યાદામાં થતો આવિર્ભાવ! વળી આપણે હુશિયાર માણસોની બાબતમાં પણ જોઈશું, તો જણાશે કે તેમણે પોતાની આંતર શક્યતાઓમાંથી એક કે બેને મુખ્ય ગણીને ખીલવી હશે. અને સંગીન કાર્ય કરવામાં સર્વે શક્તિઓની એવી એકાગ્રતા ઘણી જ જરૂરની છે. વ્યાયામમંદિરના કાર્યમાં કુશળતા મેળવવા માટે વિદ્યાર્થીજીવનમાં પૂરતી તાલીમ લેવી જરૂરની છે. ભવિષ્યમાં પોતાની પ્રકૃતિની શક્તિ વધારે આગળ પડતી થાય, તેને અનુસરીને કામ કરવા માટે પણ પ્રથમ શરૂઆતમાં ઉપર જણાવેલ એકધારીપણું અને એકાગ્રતા મેળવવી જરૂરની છે. પરંતુ આજકાલ હું જોઉં છું, તો ઘડીકમાં વેપાર કરવાને પ્રયત્ન કરનારાઓ નોકરી કરવા માંડે છે, યા તો નોકરી કરનારાઓ પણ ખોટી જગોએ પોતે પૂરાઈ ગયા છે, એવી લાગણી અનુભવે છે. કેટલીક વાર તો જુદા જુદા વિષયો પણ વિદ્યાર્થીઓ બદલે છે, કારણકે તેમને પોતાને કઈ બાબત બંધ બેસતી આવશે, તે તેઓ જાણતા હોતા નથી. સેવાના કાર્યમાં તો મેં એવાં સેંકડો દૃષ્ટાંતો

જોયાં છે. શરૂઆતમાં સભાઓ ભરીને (વિદ્યાર્થીઓની) તેમાં આગળ પડતા થવાનો વ્યાધિ મોટા ભાગને હોય છે. એ માર્ગ પોતાના સિવાય બીજાઓને કે જાહેર જનતાને નુકશાનકર્તા નથી. એટલે એને તો આપણે ખમી લઇ શકીએ. પરંતુ એકાદ જાહેર કાર્યમાં આગળ પડતી વ્યક્તિના કાર્યમાં જોડાવાનું થાય, તો પછી અનુભવ વિનાનો જુવાન પણ ઝટ એમ માનતો થઇ જાય છે કે પોતે પણ એક નેતા છે. એ બાબતની ખુમારી તેને ભારે રહ્યાં કરતી હોય છે. ...... એ યુવાન વિદ્યાર્થી હતો, ત્યારે મજૂર સંઘમાં તેણે ...... જોડે થોડું કાર્ય કર્યું હતું! પછી પૂછવું જ શું! ગમે તેવી બાબત આવી કે તુર્ત "ચાલો, બસ આપણે મજૂરો પાસે હડતાળ પડાવો!" એને હડતાળ એટલે હજારો મજૂરોનાં કુટુંબોનો ભૂખમરો એ બાબતની ખબર જ ન હતી! અને તેનાથી ગુનાઓને ભારે પોષણ મળી શકે તે વાત જ એ જાણતો ન હતો!

જ્યારે એ કાર્ય થોડા દહાડા ચાલ્યું, ત્યારે ઘણાને એમ લાગેલું કે ...... નું જીવન સેવાવ્રત માટે ઘડાવાની શરૂઆત થઇ! પરંતુ મારૂં મન મને જુદું જ કહેતું હતું. તેણે કહ્યું 'વાટ તો જો! થોડો વખત જવા દે અને પછી જો કે આનો સેવાભાવ કેટલો ટકે છે' — અને ખરેખર! થયું પણ તેમજ. થોડા વખતમાં તનમનાટ અને ઉત્સાહ શમી જતાં જીવનની કહેવાતી વાસ્તવિકતાઓ આગળ અડગ દેખાતું શિર નમ્યું અને તે પણ સદાને માટે! (એમ મને લાગે છે)

આવી તૈયારીઓથી, આવા અજ્ઞાન સાથે અને અનુભવ વિના જ કાર્યની દોરવણી લેવી, એમાં મિથ્યાભિમાન ઉપ-

રાંત પાપ છે, એવો મારો મત છે. જન સમાજના સેવકે તો ઠીક ઠીક તાલીમ લઇ સારી પેઠે ઉમેદવારી કરવી જ જોઇએ.

બીજો દાખલો ...... તમારી પોતાની નજર આગળ રહેલો છે. મારા અનુભવમાં ઓછામાં ઓછાં – બસો ત્રણસો દૃષ્ટાંતો મેં જાતે જોયેલાં છે! તમને વિશ્વાસ નહિ આવે, પરંતુ તમને ખોટું કહેવાની મને કશી જ જરૂર નથી. મારા પોતાના પુત્રો તરીકે આ અનુભવની વાત કહેતાં હું અચકાતો નથી. જેમને હું ત્રાહિત ગણું, તેઓની આગળ આટલી છૂટથી હું નામો સાથે દૃષ્ટાંતો કદી મૂકું નહિ અને મારા અંગત અનુભવની વાત કરતાં તો હજાર વાર વિચાર કરૂં. બીજાં ઘણાંએ દૃષ્ટાંતો તમને પોતાને પણ જડી આવશે. પરંતુ, એ ઉપરથી તાત્પર્ય એમ નથી કાઢવાનું કે આપણે કોઈ પણ કાર્યમાં (જાહેર કાર્યમાં) ભાગ જ નથી લેવાનો. મારૂં કહેવાનું એ છે કે તમો ભાગ લો તે ગૌણ બાબત તમારે ગણવી જોઇએ. મુખ્ય વાત તમારી પોતાની – તૈયારી તમારી બુદ્ધિની, તમારા ચારિત્ર્યની, તમારી વિચારશક્તિની અભ્યાસ કરવાની જીજ્ઞાસાશક્તિની, તથા ચિંતનશક્તિની – ઉન્નતિ કરવી પ્રથમ જરૂરની છે. **દેશભરમાં જે અકળાવનાર કાર્યનો પર્વત આવી રહેલો છે, તે આખાયને ઉંચકી નાંખવાનું બળ તો માનવતામાં નથી. એ તો વળી શ્રીકૃષ્ણ કે શ્રીઅરવિંદ જેવો કોઈ ગોવર્ધન ધારણ કરવાની અતુલ આધ્યાત્મિક શક્તિવાળો મહાન વિભૂતિ પુરૂષ પાકે ત્યારે જ થાય!** પરંતુ આપણે બુદ્ધિપૂર્વક વિચાર

રી શકીએ, આપણે સઘળાં ક્ષેત્રોમાંથી આપણી સ્વાભાવિક ાક્તિને માટે કયું ક્ષેત્ર લાયક છે, તેનો ક્યાસ કાઢી શકીએ. માપણે કાર્યના ક્ષેત્રમાં છેવટનો ભૂસકો મારતા પહેલાં અનેક ેચારો કરી શકીએ, યોજનાઓ વિચારી કાઢી શકીએ, ાંત મનથી ચિંતન કરી મનમાં તેનો ઉકેલ લાવવાનો ાયત્ન કરી શકીએ. આપણે એ વિષયની માહિતી મેળવી ાકીએ, અન્ય દેશોના પ્રયત્નો સાથે આપણી વર્તમાન સ્થિતિ અને ભાવી યોજના સરખાવી શકીએ. પોતાના જ ાગ ઉપર ઉભા રહી સ્વાશ્રયનો પાઠ જાહેર પ્રવૃત્તિમાં પણ મમલમાં મૂકી શકીએ. બીજા નેતાઓની સહાય વિના માપણી પ્રવૃત્તિને આગળ ધપાવી શકીએ. કાર્ય કરવામાં મધીરા બન્યા વિના આપણે Intense થઇ શકીએ; સાહસ મેડ્યા વિના આપણે હિંમતવાન અને શૂરવીર થઈ શકીએ મને જ્યારે સાહસનો સમય આવે, ત્યારે પાછા ન પડીએ. ાર્યની ખરી કીંમત આંકવાનું ધોરણ આપણે આપણા મંતરાત્મામાં જ શોધી કાઢીએ. ત્યાર પછી જેમ શરૂઆતમાં ાદી નાના વહેળિયા જેવી હોઈ અંતે વિશાળ સ્વરૂપ ધારણ ારે છે, એટલું જ નહિ પરંતુ પોતાની આજુબાજુ વધારે ા વધારે વિશાળ પ્રદેશને રસાળ કરતી વહે છે તેમ એવો ોવક પણ વધારે ને વધારે ઉપયોગી પ્રદેશોમાં પોતાની ોવાને વહેવડાવી શકશે.

તમારે એવા કાર્યકર્તાઓનાં દૃષ્ટાંત જોઇતાં હોય, તો ેમાંનું એક "સસ્તું સાહિત્ય" છે. અખંડાનંદે તેના ઉપર ાર્ષો સુધી વિચાર કરેલો, પરંતુ કામ શરૂ કરતાં ઘણા જ

અચકાતા હતા, કારણ કે એક વાર શરૂ કર્યા પછી બંધ કરવું ઘણું જ ખરાબ. એમણે બે આનામાં ગીતા આપવાની શરૂઆત કરી. અને પૈસા એમની પાસે ન હતા. તેમાંથી આજે આખું ખાતું ઉત્પન્ન કર્યું. કાર્ય કરવાનો એ એક રસ્તો છે. વગર ફંડ કર્યે કે ટીપ ઉઘરાવે તેમણે એ કામ કરેલું છે. "સૌરાષ્ટ્ર" પેપર પણ એક એવી સંસ્થા ગણી શકાય.

એવાં કાર્યો ક્યાં છે? એવો પ્રશ્ન પૂછવો નકામો છે.

કારણકે જે એવું કાર્ય કરતા હશે, તેને શું થઇ શકે તેમ છે તે આપોઆપ જડી આવશે.

વ્યાયામમંદિરમાં કાર્ય કરનારાઓને મેં કેટલીક સૂચનાઓ નડિયાદ પરિષદ ઉપર મોકલાવી હતી. પરંતુ "ગુજરાતના નવજુવાનોને" કરતાં તે જુદી હતી. તે તમે વાંચી હશે એમ માની લઉં છું. એનું મથાળું "વ્યાયામમંદિરના સહગામી બંધુઓને અથવા તો કાર્યકર્તાઓને" એવું હતું.

કાર્યનું માપ વિસ્તારથી આંકવું એ એક રસ્તો છે. પરંતુ વિસ્તાર સિવાય પણ કાર્યનું બીજુ માપ છે. તે સંગીનતા અને ઊંડાણ! કાર્યમાં Solidity અને Intensity કેટલી છે, તે પણ એક પ્રકાર છે. વિસ્તાર પણ જરૂરનો છે. પરંતુ ઉપર જણાવેલા ગુણો વિના તો સારૂ કાર્ય અસંભવિત જ ગણાય.

બીજુ, તમે મારી છબી વ્યાયામમંદિરમાં ખુલ્લી મૂકવાનો વિચાર કર્યો છે, તેને હું સંમત નથી. હું મારી છબી ખુલ્લી મૂકાવાથી જરા પણ ડરતો નથી. કીર્તિના લોભમાં પડવાનો મને ભય રહેલો નથી, અથવા તો એવી છબી

મૂકવાથી કશો જ લાભ નથી એમ પણ હું નથી માનતો. વળી એવી છબી મૂકવાથી મને લાભ નથી એ પણ હું સમજુ છું.

પરંતુ સંમતિ નહીં હોવાનું મુખ્ય કારણ એ છે કે તમે જે, વસ્તુની ઇચ્છા રાખીને છબી મૂકવા માગો છો, તે તમને એમને એમ મળી શકે તેમ છે; બીજુ મારાં કાર્યો મારાં અંગત હતાં, એ વાત સાચી પણ નથી, એટલે એ કાર્યોના સંબંધમાં મારા શરીરને જોડવું તદ્દન સાચું ન ગણાય.

વધારે સંગીન કારણ તો એ છે કે ........... વગેરે ઘણા યુવાનો જેમણે એ કાર્ય જોયું છે, જાતે તેનો અનુભવ કર્યો છે, મારી સાથે જેમણે કાર્ય કરવાની પદ્ધતિ જાણી છે અને અનુભવી છે તથા જેમની કાર્ય તત્પરતા ઉપર હું અચળ વિશ્વાસ મૂકતાં સ્વપ્ને પણ વિચાર ન કરૂં, તેવાઓ જ્યારે વ્યાયામમંદિરના કાર્યમાં શિથિલતા બતાવે અને કોઈ પણ કારણસર ( ગમે તે કારણ હોય ) વ્યાયામમંદિરમાં હાજર રહી કાર્ય કરવામાં મુશ્કેલી અનુભવે, ત્યારે મને ઘડીભર કાર્યની સંગીનતા વિષે શંકા આવે એ સ્વાભાવિક છે. હું જાણું છું કે આ વિચાર તમને સમજાશે નહિ. કારણકે "એક નહિ તો બીજું કોઇ પણ વ્યાયામમંદિરમાં હશે" એવી દલીલ તમે કરશો. પરંતુ મારૂં દૃષ્ટિબિંદુ જૂદું છે. કોઇ પણ કાર્ય કરનાર હોય, એથી મને સંતોષ ભાગ્યે જ થાય. જેમણે વ્યાયામમંદિરના લાભો પ્રત્યક્ષ અનુભવ્યા અને જેમણે એ કાર્ય ઉત્સાહપૂર્વક કરી તાલીમ લીધી,

તેમના આંતર વ્યાપારો ઉપર જ્યારે એ કાર્ય સ્થાયી અસર ન કરી શકે, ત્યાર પછી નવા કાર્યકર્તાઓ તેમાં સફળ થશે એમ શા ઉપરથી માનવું? ધારી લઇએ કે "જૂના કાર્ય કરી શકે" એ માન્યતા અતિશયોક્તિવાળી છે અને "નવા વધારે સારૂં અને નવું કાર્ય કરે" એ પણ સ્વીકારી લઇએ તોપણ જૂનાઓ કાર્યમાંથી છૂટીને કોઇ વધારે ઉચ્ચતર કાર્યમાં પડ્યા હોય, યા તો કોઇ સારા જીવનક્ષેત્ર ભણી ગતિ કરતા હોય તોપણ ઠીક. પરંતુ મને હાલની પરિસ્થિતિમાં એવું કશું માનવાનું કારણ દેખાતું તો નથી; પછી મારાથી અદૃષ્ટ હોય, તો કોણ જાણે? આપણે અર્ધા તૈયાર અને અર્ધા નહિ તૈયાર એવા જુવાનોને કાર્યક્ષેત્રમાં મૂકીએ તેથી શું?

આનો અર્થ નવીન કાર્ય ઉપાડી લેનારાઓએ નિરાશ થવું એવો નથી કરવાનો! નવીન કાર્યકર્તાઓએ પોતાના કાર્યની મુશ્કેલીઓનો બરાબર ખ્યાલ કરવો જોઇએ અને પોતાને કરવાના કાર્યની વર્તમાન સ્થિતિ તથા તેની પ્રગતિની અત્યાર સુધીની કાર્ય પદ્ધતિ તેમણે જાણવી જોઇએ. નવીન કાર્યકર્તાઓ સાચા દીલના અને શુદ્ધ ભાવનાવાળા હશે, તો કોઇ પણ મુશ્કેલી તેમને અટકાવી શકશે નહિ. હું જૂનાઓને સલાહ આપવાને જેટલો તત્પર છું, તેટલો જ નવાઓને પણ બનતી મદદ આપવાને તૈયાર છું. નવા કે જૂના બધા મને સરખા છે. જૂનાઓને વ્યક્તિગત ઓળખું – તેમના અંગત પરિચયમાં વધારે આવેલો હોવાથી એક પ્રકારનો વધારે નિકટ સંબંધ હોઇ તેમને હું વધારે ભાર-

પૂર્વક કહું યા તો લખું. પરંતુ વ્યાયામમંદિરમાં જો કોઇ પણ વિદ્યાર્થી નાનો કે મોટો વિના સંકોચે મને લખી શકે છે અને હું તેને માટે અહિં રહ્યો બનતું કરવા પયત્ન કરીશ.

નવીન કાર્યકર્તાઓએ જૂનાઓને જગો આપવી જોઇએ (જો જૂનાઓ કાંઈ કરવા માંડે તો) અને પોતાની જાતને શાંત, મૂંગી સેવાનાં કાર્યો કરી તૈયાર કરવા પ્રયત્ન કરવો. જેમ જેમ વખત આવશે, તેમ તેમ તમારી ઉન્નતિને માટે જરૂરનાં કાર્યો તમારા હાથમાં આવ્યા વિના નહિ રહે. તે કાર્યો તમારી તક છે, એમ સમજીને પવિત્રમાં પવિત્ર ભાવપૂર્વક શુદ્ધ સેવાની દાનતથી, હનુમાનને અર્પણ કરીને, તે કર્મો કરવાં. આ એક રસ્તો છે. બીજી વાત નવા અને જૂના કાર્યકર્તાઓએ ધ્યાનમાં રાખવાની છે, તે એ કે કોઇ પણ વ્યક્તિના પ્રત્યે અપકારવૃત્તિ કે ખરાબભાવ ધારણ કરવો નહિ. ભૂલ કરનારાઓની "ભૂલ દૂર થાઓ" એવી પ્રાર્થના ભગવાનને અંતરથી કરવી, બહારથી તેને વઢવું પડે યાતો ભૂલ પ્રત્યે ધ્યાન ખેંચવું પડે તે જુદી વાત છે. પરંતુ, તે સમયે અંતરમાં એ ભાવ હોવો જરૂરનો છે.

જાતની ઉપર તો બરાબર દૃષ્ટિ રાખો. પોતાની ખામીઓને બરાબર ઓળખતાં શીખો; જાતને મહેરબાનીની નજરથી જુઓ નહિ, કડક શેઠ યા તો સખ્ત ઉપરી કે અધિકારીની નજરથી જુઓ. ભૂલો જણાય, અશુદ્ધિઓ જણાય, તેનાથી નાશીપાસ થાઓ નહિ. તમને પોતાને જે જે ઉપાયો (તે દૂર કરવાના) જણાય, તે બધા અજમાવવા સાચા દીલથી પ્રયત્ન કરો. છેવટે, ન ફાવો ત્યારે

હૃદયમાંથી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરો; અને અંતઃકરણમાં વસતા ભગવાનને તે મુશ્કેલી દૂર કરવાનું બળ આપવાને અને તેમાં રસ્તો બતાવવાને વિનંતી કરો. તમે બધા આજકાલની કેળવણીના ભોગ થઈ પડેલા છો, એટલે કદાચ તમને આ ઉપાયમાં શ્રદ્ધા ન હોય તો નવાઈ નથી. વળી તમે જો પ્રાર્થના કરતા હશો, તો તે શુષ્ક અને દીલના દર્દ વગરની હશે. તેનો પ્રત્યુત્તર પણ તેવો જ આવશે. માટે, સાચે જ પવિત્ર જીવન પ્રાપ્ત કરવું હોય, તો સહૃદય અને સાચી પ્રાર્થના કરતાં શીખો. ધીમે ધીમે તમને માર્ગ જડશે એ નક્કી છે. કારણકે એ મારા અનુભવની વાત છે.

તમે મારો ફોટો વ્યાયામમંદિરમાં મૂકવા માગો છો, તે પહેલાં તેમ કરવાની જવાબદારી બરાબર સમજો એવી દરેક નાના અને મોટા, નવા અને જૂના બંધુને મારી વિનંતી છે. ફોટો મૂકવામાં કશી જ મહત્તા કે ગૌરવ નથી. પરંતુ ફોટો મૂકવાની ક્રિયા જેનું સૂચક છે, તે જીવનક્રમનું પાલન કરવું મુશ્કેલ છે. તમારામાંના કેટલાકના હૃદયમાં મારા પ્રત્યે શુદ્ધ પ્રેમ અને ભાવની લાગણી થવાથી તેમણે ચિત્ર ખુલ્લું મૂકવાનો વિચાર કર્યો છે, તે હું સારી પેઠે જાણું છું. અને એ પ્રેમ અને લાગણીને ખાતર હું અહીં રહ્યો પણ વ્યાયામમંદિરો સાથેનો સજીવ સંબંધ જાળવી રહ્યો છું. પરંતુ એ કાર્યની જવાબદારી તમે સમજો એ પણ હું ઇષ્ટ ગણું છું. ચિત્ર ખુલ્લું કરી તમે તમારા જીવન વર્તન, અને વ્યવહાર દ્વારા ચિત્રનું અપમાન કરવા તો નથી જ ઇચ્છતા એ હું જાણું છું. પરંતુ તમારામાંથી

બધા ય એ બાબતમાં પોતાનાથી બનતું કરવા તૈયાર છો? તમને મારા પ્રત્યે જે ભાવ છે, તેનો અર્થ જ એ છે કે તમે મારા જીવનના ધ્યેયને ઇષ્ટ ગણો છો, તમને મારો આદર્શ સ્વીકારવા જેવો લાગે છે; તમને મારામાં વિશ્વાસ છે; મારા શુભ હેતુમાં અને મારી શુભેચ્છામાં શ્રદ્ધા છે. એ પ્રમાણે ખરેખર હોય, તો તમે પણ જે દિશામાં અને જે પદ્ધતિએ મારૂં જીવન ઘડાયું છે તે ધ્યેય અને તે ધ્યેયને અનુકૂળ પદ્ધતિ સ્વીકારો એવી મારી ઇચ્છા છે. હું કહું તે પદ્ધતિ ભલે તમને રૂચે નહિ, પરંતુ ધ્યેય એક રાખીને પદ્ધતિ બદલો તેમાં હું સંમત છું. જ્યારે તમે જીવનમાં પ્રવેશ કરો, ત્યારે તમારી પદ્ધતિએ એ ધ્યેયને બર લાવવા પ્રયત્ન કરજો. પરંતુ જ્યાંસુધી વિદ્યાર્થી અવસ્થામાં છો, ત્યાંસુધી મારી પદ્ધતિનો સ્વીકાર કરી મને અજમાયશ આપવાની હું તમને ભલામણ કરૂં છું. મારી ભલામણો બહોળા અનુભવ, અનેક પ્રયોગો અને ઘણી માથાફોડને અંતે હું કરૂં છું. વિદ્યાર્થીઓમાં ઘણો લાંબો અને ગાઢ સંસર્ગ અનુભવેલો હોઈ, મેં સતત જાગૃત રહીને આ પ્રશ્નનો ઉકેલ બહુ ધ્યાનપૂર્વક વિચારેલો છે. મારી ખાત્રી છે કે વ્યાયામમંદિરમાં મેં બતાવેલી પદ્ધતિએ કામ કરનારનાં આંતર બંધારણમાં અને તેના જીવનમાં અમુક વસ્તુઓ આવવાની જ છે. અને તેવું આંતર બંધારણ વ્યાયામમંદિરના દરેક બંધુએ પોતાનામાં તૈયાર કરવું જોઇએ. બંધારણ પાકું થયા પહેલાં કાચી ભઠ્ઠીએ બીજો પ્રયોગ શરૂ ન કરવાને હું તમને સર્વેને ભલામણ કરૂં. તમને બતાવેલા માર્ગે જાઓ, તેની બધી મુશ્કેલીઓ અનુ-

ભવો – તમારાથી જેટલી દૂર થાય તેટલી દૂર કરો, જાતના ઉપર વિશ્વાસ રાખી જેટલું સાચા હૃદયથી સૂઝે તેટલું કરી જુઓ. જ્યાં તમને અડચણ નડે, ત્યાં મને લખી જણાવશો, તો હું પણ બનતી મદદ કરીશ. ભગવાનને તમારા અંતરમાંથી સાદ કરો અને મુશ્કેલીઓ દૂર કરવાને તેની પ્રાર્થના કરો. પરંતુ અડધી પાકી અવસ્થામાં અને અડધી કાચી સ્થિતિમાં પરસ્પર વિરોધી પ્રયોગો કરો નહિ, કારણકે તમે શું કરી રહ્યા છો, તેની તમને ખબર નથી.

ચિત્ર ખુલ્લું મૂકવાનો વિચાર તમે જણાવ્યો, તેથી આટલી લંબાણ સૂચનાઓ કરી છે. પરંતુ તમે તે મૂકો ન મૂકો એ વિષે હું ઉદાસીન છું. ખબરનો ઉપયોગ કરીને તમને આ સૂચનાઓ મોકલી છે. ચિત્ર ખુલ્લું મૂક્યા વિના પણ તેનો ઉપયોગ થઈ શકે તેમ છે. તમારે બધાને છબી મૂકવી હોય તો, તેમ પણ કરવામાં મારી ખાસ "ના" કે "હા" નથી. પરંતુ એ હકીકત તમે બરાબર સમજીને કરો એટલી ખાસ સૂચના તો કરૂં છું.

"તમે બધા કહેશો કે અંબુભાઇ તો પોંડીચેરીથી લાંબા કાગળો લખે છે." પરંતુ યોગસાધના અને વ્યાયામ-મંદિર વિના બીજી દિશામાં કાગળો લખવાની મને તક મળતી નથી અને મળે તોપણ હું તેનો ઉપયોગ કરવા રાજી નથી.

અખાડાના બધા નાના મોટા બંધુઓને કહેશો કે કાર્ય કરવાની લાગણી સતેજ કરવી જોઇએ. નહિ કે કેવળ ઉપચાર માટે મને નમસ્કાર કહેવડાવો તેથી શો લાભ?

તા. ૪ સપ્ટેમ્બર ૧૯૨૮, C/o આર્ય ઑફીસ, **પોંડીચેરી.**

*

ચિ……,

તારો સહૃદયતાથી ભરેલો પત્ર મળ્યો.

એ પ્રમાણે જાતનું અવલોકન કરવાનો અભ્યાસ કેળવવાથી જરૂર આંતર પ્રગતિ થશે. આપણે જે કામ કરતા હોઇએ, તેમાં કાર્યની દેખાતી કે દેખીતી સફળતા એ તેની કેવળ એક જ બાજુ છે, એ ધ્યાનમાં રાખવાનું છે. તેની બીજી બાજુ આપણી અંદર હોય છે. પરિણામની કે ફળની ઇચ્છાને છોડીને ભગવાનને ખાતર – તેને અર્પણ કરીને દરેક કર્મ કરવાનો અભ્યાસ કરવાથી બહારની નિષ્ફળતાઓથી ડગમગ્યા વિના ઉત્સાહથી અને બળપૂર્વક કાર્ય કરવાની ચાવી હાથ લાગશે.

આપણને ન સમજાય એવી મુશ્કેલી કે ગુંચવણ ઉભી થતાં આપણા હૃદયમાંથી ભગવાનને પ્રાર્થના કરી, એ મુશ્કેલીનો ઉકેલ લાવવાને કે તેનો ઉકેલ તમને સૂઝાડવાને કહેવું, એમ કરતાં થાકી જવું નહિ. આપણી પ્રાર્થનાનું પરિણામ ન આવે, તેથી વિશ્વાસ ગુમાવવો નહિ. જો આપણે શ્રદ્ધાપૂર્વક સાચા હૃદયથી ઉકેલની માગણી કરીશું તો તે મળશે. અથવા તો આવી મુશ્કેલી આપોઆપ દૂર થઇ જશે.

અખાડાઓનું Unit કરવાની હું તરફેણમાં છું. કોઇ કાર્ય કરવા માટે તેનું Unit થવું જોઇએ. ફક્ત મઝા

કરવા માટે નહિ. ભલે કાર્યમાં આપણે જોઈએ તેટલી મઝા લઈએ.

ગામડાંમાં વ્યાયામમંદિર આપણે જાતે હમણાં કાઢવાનું કામ લેવું ન જોઈએ. એવું હું માનું છું. આપણે વ્યાયામના પ્રયોગો કરી તેમનામાં રસ ઉત્પન્ન કરીએ તેમાં વાંધો નથી.

વ્યાયામમંડળના કાર્યને સર્વે નાના અને મોટા, નવા અને જૂના બંધુઓ હૃદયપૂર્વક આગળ ધપાવશે એવી આશા સાથે.

૩૧' સપ્ટેમ્બર ૧૯૨૮, આર્ય ઑફીસ, **પોંડિચેરી.**

*

[ ૨૭ ]

**ચિ. ભાઇ,**

**તા. ૭:૫:૩૧ નો** પત્ર મળ્યો.

પ્રથમ એક બે મુખ્ય અને સામાન્ય સૂચનાઓ આપી દઉં —

૧. જીવનકાર્ય નક્કી કરો, યા તો સાથે એકજ સંસ્થામાં કાર્ય કરો એમાં કશો વાંધો નથી, પરંતુ બધા સાથે ન રહેતા.

જીવન બહુ અટપટું છે; મારી સલાહ લાંબા અનુભવ અને કાંઈ અંશે ઉંડા નિરીક્ષણને પરિણામે બાંધેલાં મંતવ્યો ઉપર આધાર રાખીને આપું છું.

૨. આજુબાજુની પરિસ્થિતિની જરૂરિયાત જોઈને તે પ્રમાણે તમારા ભાવી કાર્યની દિશા નક્કી કરવાનો પ્રયત્ન કરો નહિ. તમે જે પરિસ્થિતિમાં છો, તમારી આજુબાજુ જે સામાજીક વાતાવરણ છે, તમારા કુટુંબમાં તથા તમારા અંતરમાં જે પ્રતિકાર્ય પરિસ્થિતિ પ્રત્યે થાય છે, તે જુઓ – તેને વિષે વિચાર કરો — ત્યાર પછી તમારી સ્વાભાવિક વૃત્તિ યાને વલણ તથા તેમની શક્યતાઓ અને મર્યાદાઓ વિચારો. અને આ બધું છતાં તમારા અંતરમાં એક અગ્નિ ચેતાવો. તમારા કર્યા વિના તે કાર્ય થવાનું જ નથી એવી ઉત્કટ વ્યાકુળતા અને આત્મશ્રદ્ધા લાવો. ક્ષણેક્ષણનો હિસાબ જાત પાસેથી લો અને છતાં શાંતિપૂર્વક, દૃઢતાપૂર્વક – વિચારપૂર્વક કાર્યોનો આરંભ કરો.

પરિસ્થિતિની જરૂરિયાત ખેતી કરવાની હોય. પરંતુ તમારા અંતરને સાદ બીજી દિશા માટે થતો હોય, તો પછી પરિસ્થિતિને પહોંચી વળવા ખાતર પોતાના અંતરના સાદને ગુંગળાવી દેવો એ કોઈ રીતે પણ વ્યાજબી ન ગણાય. દા. ત. ટાગોરનું દૃષ્ટાંત લો. ટાગોર રાજકીય પ્રવૃત્તિ કરી શકે તેમ નથી. તેમની સ્વાભાવિક વૃત્તિ અને શક્તિઓ એ દિશામાં નથી વહેતી. તો પછી તેમણે પણ શું બીજાઓની પેઠે જે રાજકીય કાર્યક્રમ હોય, તેમાં પોતાના અંતરના સાદને ભૂલી જઈને, જોડાવું જ જોઈએ? મારું મન તેમ કરવા 'ના' પાડે છે. અને ટાગોર તેમના પોતાના 'સ્વધર્મ' (પોતાના અંતરની શક્તિઓ, શક્યતાઓ અને વૃત્તિ રૂચિને અનુસાર કાર્ય તે સ્વધર્મનું કાર્ય છે) – વડે હિંદની સેવા નથી કરી રહ્યા એમ કોણ કહી શકશે?

એટલે પોતે શેને માટે યોગ્ય (લાયક) છીએ, તે શોધી કાઢવું, તે નક્કી કરવું એ ઘણું ઉપયોગી કામ છે.

૩. ખેતીમાંથી નિર્વાહ જેટલું ઉત્પન્ન કરી શકશો (કદાચ) તોપણ તેમાંથી વ્યાયામમંદિરનું ખર્ચ નીકળવું સંભવિત નથી.

વ્યાયામ કાર્ય કરનાર, તથા તેના કેટલાક મિત્રો ટાઈપ રાઈટીંગ – યા તો કુલીનું કામ, યા તો, નવરાશને સમયે થતાં કેટલાંક કામ કરે – Photography – ચિત્ર વગેરે કરીને કમાય, તે હજી કેટલેક અંશે શક્ય છે ખરૂં. પરંતુ ખેતીની આવક ઉપર વ્યાયામમંદિરના કાર્યકર્તાનો આધાર રાખવો તદ્દન અસલામત જ ગણાય.

ગામડાંમાં રહેવું – અને જીલ્લો તૈયાર કરવો વગેરે. એ કામ બહુ જ અઘરૂં છે. એનો પૂરેપૂરો ખ્યાલ લાવવો બહુ જ જરૂરી છે. ‘ગામડાંમાં રહેવું’ એનો અર્થ શહેરથી પૈસા મંગાવીને રહેવું એવો નહિ કરતા હો. ગામડામાંથી જ આજીવિકા મેળવી લેવી એ દેખાય છે, એટલું સહેલું નથી. આપણે આજકાલના કેળવાયલા માણસો, ગામડાના જીવન જોડે, જે નિષ્કપટતાના, કેવળ સાદાઈના, આદર્શ પવિત્રતા અને ભલમનસાઈના વિચારો જોડવાને ટેવાયેલા હોઈએ છીએ, તેમને ખબર નથી હોતી કે વાસ્તવિક ગામડાં તદ્દન ઉલટા જ ગુણોવાળાં હોય છે!! ગામડિયા લોકો કેવળ ગણત્રી ગણીને, લાભ જણાય તે જ બાજુ ઢળનારા હોય છે. શહેરના આદર્શ સેવી, બીન અનુભવી જુવાન કરતાં તેઓ ઘણા જ વ્યવહાર કુશળ, કપટી, ખટપટી, લુચ્ચા

અને કાર્યસાધક હોય છે. તેઓની સંકુચિતતા પણ તેમન એક પ્રકારનું બળ અર્પે છે – અને તેમની મર્યાદિત દૃ જ તેમને અતિશય કાર્યસાધક (સ્વાર્થ સાધુ) અને વ્યવહા બનાવે છે.

તેમની વચ્ચે કામ કરનારમાં પ્રથમ તો અખૂટ ધીરજ જોઈએ. ત્યાર પછી પ્રાણશક્તિનો અસ્ખલિત ઝરો જોઈએ – બહારનાં પરિણામોની પરવા ન કરે એવી સ્થિર, શ્રદ્ધા વાન, આત્મલક્ષી વૃત્તિ જોઈએ – અંતિમ સત્ય આપણ હૃદયમાં જ છે, અને આપણે જે આદર્શ સાચી વૃત્તિથ વર્તનમાં ઉતારીએ છીએ, તે ભલે નિષ્ફળ જતો દેખા તોપણ તે સફળ થવાનો છે, એવી અડગ શ્રદ્ધા પણ તેમનામાં જોઈએ. અને આ ઉપરાંત જોઈએ વ્યવહા કુશળતા; પોતાના કાર્યને ઓછામાં ઓછા વિરોધ સહિત પાર પાડી લેવાની દક્ષતા – પોતાનો નિર્વાહ ચલાવવા મા પણ આત્માવલંબન વગેરે ઘણું જોઈએ.

લાંબી વાટ જોવાની શક્તિ તો તેણે આગળથી કેળ વવી જોઈએ. આટલું હોય, તો ગામડાંમાં કાર્ય થાય – અને તે પણ સંગીન કાર્ય થાય.

જીલ્લો વગેરે તૈયાર આપોઆપ કામ કરેલું હોય તો થાય જ. પરંતુ બહારથી મોટું કાર્ય કરવાના લોભમાં તણાઈને 'આખા જીલ્લા'માં કાર્ય કરવા યત્ન કરવાથી કશુ સંગીન પરિણામ ન આવે એમ મને લાગે છે.

શિક્ષણ સંસ્થા "પોતાનો જ નિર્વાહ કરી શકે એવી' હજી સુધી તો નીકળી નથી. ઘણાએ પ્રયત્નો કરી જોયા

પરંતુ એકપણ સફળ જણાયો નથી. આશ્રમને–સત્યાગ્રહાશ્રમને–સ્વાશ્રયી બનાવવાનો પ્રયત્ન હતો. કદાચ આજે પણ હશે. –તેમને પણ ફંડ લેવાં પડ્યાં છે. તેજ પ્રમાણે ભાવનગરના દક્ષિણામૂર્તિને પણ ઘણાખરા પૈસા બહારથી લેવા પડ્યા છે.

કેળવણીની સંસ્થા – જો આજકાલ કેળવણી આપવાના જે પ્રચલિત વિચારો છે, તે પ્રમાણે કરે તો – બહારની મદદ વગર ન ચાલી શકે એમ જ લાગે છે. – પછી પ્રાચીન કાળ પેઠે પોતે એક ધંધો લઇ બેસવું હોય, અને જેને પોતાની પાસે આવીને જે કાંઇ કેળવણી પોતે આપે તેમ હોય, તે લેવાની લોકોની તૈયારી હોય, અને તેવી કેળવણી અપાય, તો તે જૂદી વાત છે. દા. ત. તમારામાંનો એકાદ જણ વણકરનું અને રંગાટીનું કામ શીખે. દિવસના ૭ કલાક એ કામ કરીને પોતાના નિર્વાહ પૂરતું મેળવી લઈ શકે – અને પછી તે ધંધા દરમિયાન અને બીજા ચારેક કલાક પોતે બીજાઓને ભણાવે – આ પ્રમાણે ત્રણ ચાર જણામાંથી એકાદ ચિત્રકાર, કે ગ્રંથકાર હોય, એકાદ વણકર કે સુંદર કોતરકામ કરનાર હોય અને એવી ત્રણ ચારેકની મંડળી ભેગી કામ કરે, તો કદાચ કેળવણીની સંસ્થાઓમાં નવો પ્રયોગ કરી બતાવી શકે.

પરંતુ એમાં પણ બીજી ઘણી મુશ્કેલીઓનો વિચાર કરવાનો રહે છે. એક તો એ કે પ્રત્યેક ધંધાદારી માણસ ધંધામાં પ્રવીણ હોય તેટલા કારણે તે સારો **શિક્ષક** હોય, એમ કાંઇ બને જ એવું **નથી.** વણકર સારો હોય, તે માણસ તદ્દન નકામો શિક્ષક નીવડી શકે. એટલે ત્રણ

કે ચાર જણામાં **શિક્ષક થવાની** શકયતા અને અભીપ્સા હોવી જોઈએ.

વળી શિક્ષણનો ઉચ્ચમાં ઉચ્ચ અર્થ લઈએ, તો પછી માનવના આત્માને મુક્ત કરવાનું તેનું અંતિમ ધ્યેય આજ-કાલના કેટલા શિક્ષકો સાધી શકે તેમ છે? મેં તો હજી શિક્ષકોમાં એવો એક પણ નથી જોયો! અને જેઓમાં એ શક્તિ છે. તેઓ શિક્ષણની સંસ્થા સિવાય પોતાનું કાર્ય કરી શકે છે, એ પણ મેં જોયું છે!! શિષ્યના અંતરાત્માને જાણવો; તેની શકયતાઓ જાણવી; તેની શક્તિ, ગુંજાસ જોવી – વર્તમાન વિચિત્ર સ્વરૂપ દ્વારા બહાર પડતી વૃત્તિઓનાં મૂળ જાણવાં, અને બહારથી સ્થૂલ નીતિ નિયમો વડે, નિયમનો કરવાને બદલે અંતરથી નિયમન કરવું, સતત જાગૃત અવલોકન કરી શિષ્યના અંતરની સ્થિતિ પ્રત્યેક ક્ષણે બરાબર પારખવી એટલું જ નહિ, પરંતુ જ્ઞાન-પૂર્વક અને બહારના કોઈ પણ નિયમ વિના અંદરથી તેને યોગ્ય દિશાએ દોરવી – શિષ્યનો સંબંધી સાચી સ્મૃતિ – Intuitions – મેળવવાં અને તેને દોરવા માટે યોગ્ય થવાય, તેટલા માટે પોતાના અંતરમાં જ તપ કરવું – પોતાની વિશુદ્ધિ, અણિશુદ્ધિ જાળવવી – પોતાની વૃત્તિઓનું શોધન કરતા જ રહેવું – ટૂંકામાં જાતને મુક્ત કરી અન્યને મુક્ત કરવાની કરામત મેળવવી – એ સાચા શિક્ષકનું કાર્ય કેટલા કરી શકે તેમ હોય છે?

હા, એકાદ સંસ્થા કાઢી આપણાં ઠરેલાં બંધારણો પ્રમાણે પેટ્રન, વાઇસ પેટ્રન, ફેલો, સ્વયંસેવકની યોજના

ઘડી, તેનો અમલ કરીને **કેળવણી** પ્રસાર્યાનો સંતોષ લેવો હોય, તો તે જુદી વાત છે. એ કામ પણ આપણા દેશની અત્યારની સ્થિતિમાં ઉપયોગી છે એની ના નથી. પણ એ કાંઈ ઉંચામાં ઉંચું મને તો નથી જણાતું.

સાથે રહેવાનો અખતરો અજમાવતાં પહેલાં ઘણો વિચાર કરવાની જરૂર છે. એનાં પરિણામો ઘણાં જ વિચિત્ર આવે છે, એટલું જ નહિ પરંતુ કાર્યને ધક્કો પહોંચે છે અને માનવની પરસ્પર જે ગણના હોય છે, તેમાં એવાં અનિષ્ટ તત્ત્વો પ્રવેશ કરે છે કે તેમને પછીથી દૂર કરવાં ઘણું જ મુશ્કેલ થઇ પડે છે.

આદર્શ શીલતા સારી છે. ભાવના સેવી યુવાનો ભેગા મળે તેથી પરસ્પર લાભ થાય, એ પણ સાચું છે. પરંતુ એ લોકો પણ આખરે માણસ હોવાનાં – હોય છે જ. એટલે **નજીક** આવતાં આદર્શ સેવી દિવ્ય દેવ જેવો માનવ ઉડી જાય છે – જતો લાગે છે અને ક્ષુદ્ર – અતિક્ષુદ્ર – માનવ જ આપણી નજર આગળ નગ્ન સ્વરૂપમાં રજુ થાય છે. એ ગ્રામ્ય સ્વરૂપ દ્વારા પણ પેલા સ્વર્ગીય ફિરસ્તાને કે angelને જોઈ શકે,— એ ક્ષુદ્રતા છતાં ય તેની દિવ્યતામાં અડગ શ્રદ્ધા રાખે – એવા તો વીરલા જ. એને તે લોકો તો આધ્યાત્મિક જીવન ગાળનારા – હોય તો જ એ દૃષ્ટિ – એ વૃત્તિ કેળવવામાં કાંઈક ફત્તેહ મેળવી શકે. બાકીના તો એ ગ્રામ્ય એ ક્ષુદ્ર માનવને નાની નજીવી બાબતોમાં હલકીવૃત્તિ ધારણ કરતો જોઈ ભડકીને જ દૂર નાસી જાય. ઘણા સારા નિકટના પરિચયવાળા માણસો સાથે રહેવા જતાં આવાં પરિણામો આવે છે. તેનું આ કારણ હોય છે.

એનો ઉપાય નથી એમ નહિ. પણ તે બહુ અઘરો હોઇ અત્યારે તમારી શક્તિની બહાર છે.

અને સાથે રહેવું એનો અર્થ કોઈ પણ હેતુ રાખ્યા વિના ફક્ત ગમે તેમ જોડે રહેવામાં જ કાંઈ ઉત્તમતા છે, એમ સમજીને સાથે રહેવું એવો તો ન જ થાય! ખરૂં ને? સાથે રહે પણ આળસ દૂર ન કરે, સાથે રહે છતાં વ્યક્તિત્વ ખીલે નહિ અને જ્યાં પોતાની ફરજ હોય ત્યાં પણ ભૂલો કરે, એવું સાથે રહ્યું શા કામનું?

કોઈ એકાદ વધારે વિકાસ સાધેલ હોય એવી વ્યક્તિ, જેની પ્રમાણિકતામાં, નિષ્પક્ષપાતી વૃત્તિમાં, શુભ વાંછનામાં અને પવિત્રતામાં સૌને વિશ્વાસ હોય અને તેવી વ્યક્તિ પોતાની સાથે બીજાઓને રાખવાને તૈયાર હોય, તો તેના સંગમાં રહેવાથી વધારે લાભ થાય એવો મારો અભિપ્રાય છે. પરંતુ એવી વ્યક્તિ ક્યાંથી લાવવી? હોય તેના કહ્યા પ્રમાણે કરવાની વૃત્તિ અને શક્તિ ઘણીવાર નથી હોતી — આમ એ રસ્તાની પણ મુશ્કેલીઓ ઘણી હોય છે.

વ્યાયામમંદિરનું કાર્ય કરવા વિષે તારા પત્રમાં જણાવેલું છે. આગલો ભાગ અને એ છેલ્લો ભાગ પરસ્પર બંધ બેસતાં કેમ કરીને થાય છે? —

જો ગામડાના કાર્યને અગત્ય આપીને, શિક્ષણ સંસ્થા કહીએ તો પછી વ્યાયામમંદિરનું કાર્ય કેવી રીતે કરી શકાય?

— — વગેરે જે કાર્ય કરી રહ્યા છે, તેમને બીજાઓની મદદની, બીજાઓના સહકારની જરૂર છે જ. મેં

તેમને સ્કીમ પણ રેખારૂપે આપેલી છે. વિગતો તો કાર્યકર્તાઓએ જ ભરી લેવી જોઇએ.

વ્યાયામમંદિરનું કાર્ય એક લેખે સહેલું છે. નિર્વાહને માટે માણસ તેમાં છૂટો રહી શકે છે. છતાં વ્યાયામમંદિરનું કાર્ય ઠીક ઠીક કરી શકે છે. અલબત્ત, જેમ વધારે વખત એ કાર્ય માટે જ છૂટો રહે તેમ વધારે સારૂં કરી શકે એ તો છે જ. પરંતુ એ તો ત્રણ ચાર કે દસ મિત્રો હોય અને તેમાંના કમાનારાઓ જો પોતાના એક બે મિત્રોને છૂટા કરી શકે તો આખો વખત પણ કામ કરનારાને સગવડ મળે. પણ એ ગોઠવણ બહુ અનિશ્ચિત ગણાય. વળી એવા મિત્રો જ વીરલ. એટલે એ વિચાર વધારે પડતો ગણીએ, તો પણ દરેક માણસ પોતાની આજીવિકા પૂરતું કોઇ પણ રીતે મેળવી લઇને પછી બાકીનો સમય વ્યાયામમંદિરને આપી શકે છે. એમાં ઘણું જ sincere કામ કરી શકે છે. જેટલી એની પોતાની કાળજી તેટલું કામ કરવાનું ક્ષેત્ર તેને મળ્યા વિના રહેતું નથી. વળી સહકાર્યની યોજનાને પરિણામે મારી તો લગભગ ખાત્રી છે કે, પ્રત્યેક વ્યાયામમંદિરને પૈસાની દૃષ્ટિએ પગભર કરી શકાય. વિદ્યાર્થીઓએ – કેવળ મુખ્ય કાર્યકર્તાઓએ જ નહિ – પરંતુ દરેક વિદ્યાર્થીએ તે પ્રમાણે કરવામાં મદદ કરવી જોઇએ. તો હું માનું છું કે પ્રત્યેક વ્યાયામમંદિર જરૂર આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર થઈ શકે।

વારૂ. આ સિવાય વ્યાયામમંદિરમાં ઘણી ઘણી પ્રગતિને સ્થાન છે, તેવી નવી પ્રવૃત્તિઓ પણ ઉપાડી લઇ શકાય. વ્યાયામનું એક વાર્ષિક Annual કાઢવાનો વિચાર મને

ઘણા સમયથી આવ્યો હતો. વ્યાયામમંદિરના જૂનાં અને ચાલુ સામાયિકોમાંથી સારામાં સારા ચૂંટીને પુસ્તક રૂપે બહાર પાડી શકાય છે.

હજી તો બીજી ઘણી બાબતો કરી શકાય તેવી તમને પોતાને જ, વિચાર કરશો તો સૂઝશે એમ ધારી લખતો નથી. તમે કોઈ નિર્ણય પર આવીને તમારી યોજના વિગતવાર જણાવશો, તો યથાશક્તિ સૂચનાઓ હું આપવા પ્રયત્ન કરીશ.

૨૯:૫:૩૧, **પોંડીચેરી,** શ્રીઅરવિંદ આશ્રમ.

*

[ ૨૮ ]

**ચિ. ભાઇ......... તથા અન્ય બંધુઓ,**

**મા**રો ૨૯:૫:૩૧નો લખેલો (આચાર્યને) પત્ર મળી ગયો હશે. તેની પહોંચ સ્વીકારશો. અને એ પરત્વે કોઈ મુદ્દા લખવા જેવા હોય તો લખશો.

તા. ૨૫મીએ મળીને જ ઠરાવ કરવામાં આવ્યો તેથી મને ઘણો આનંદ થયો છે. સંસ્થા સજીવ **વૃક્ષ જેવી** હોવી જોઇએ એમ હું કાર્યની શરૂઆતથી જ માનું છું. એનો ઇતિહાસ એટલે એમાં કાર્ય કરનાર એને પોતાની ગણનાર વ્યક્તિઓના વિકાસનો કે ઉન્નતિનો કે પછી અવનતિનો

ઇતિહાસ. સંસ્થા એટલે (ખાસ કરીને વ્યાયામમંદિર જે આપણે આરંભ્યાં છે તે) જીવતો છોડ. કોઈ વ્યક્તિના ઉપર તેનો આધાર હોય તેટલી તેની નિર્બળતા. વ્યક્તિ—યોગ્ય અને અધિકારી—ઉત્પન્ન કરવાની શક્તિ એ જ તેની પ્રાણવાનતાનો (સચેતનતાનો) પુરાવો.

કેટલીક વાર એવી સંસ્થાને મુશ્કેલીના ગાળામાંથી પસાર થવું પડે, તેથી નજીકની ઘરના ઉપર જેમની દૃષ્ટિ હોય તેમને એમ પણ લાગે કે આખી સંસ્થા અધોગતિને માર્ગે પડી ચૂકી છે. પરંતુ જો તેનામાં સાચો જ જીવનનો અંકૂર હોય, જો તે જીવનની કોઈ સાચી એટલે કે વાસ્તવિક જરૂરીઆત પૂરી પાડતી હોય અને તેના ચાલકોએ તેનામાં ચાલકો ઉત્પન્ન કરવાની યોજના સફળતાથી અમલમાં મૂકી હોય, સંસ્થા ચલાવનારાઓએ તેને પોતાની ગણવા માંડી હોય અને સેવાભાવનું કાંઇક રહસ્ય સમજાયું હોય તો તેવી સંસ્થા ટટાર થયા વિના રહે નહિ એટલું જ નહિ, પરંતુ પ્રગતિ જ કરે. ન કરે તો જ નવાઇ કહેવાય ને?

વ્યાયામમંદિર એવા પ્રકારની સંસ્થા છે અને થોડા વચગાળામાં જુદી જુદી મુશ્કેલીમાંથી દરેક સંસ્થા પસાર થઇ હશે તો તે કાર્યકર્તાઓની ઉત્તમ કસોટી હતી એમ જ ગણવું યોગ્ય છે. હવે પછી તેનામાં જીવનની ઊર્મિ વધારે વ્યાપક અને સુસંબંધ કરવાનો દૃઢ પ્રયત્ન કરવાની ઇચ્છા જાગી છે. એ એક સારૂં ચિહ્ન છે. એટલેથી તે અટકશે નહિ એવી હું આશા રાખું છું.

હવે જ્યારે કામ ઉપાડ્યું છે. ત્યારે તેને પાર પાડીને તમારી બધાની કાર્ય કરવાની દાનતની સચ્ચાઇ છેવટ સુધી પૂરવાર કરવી ઘટે છે.

(૧) તમે જે એકાદ કાર્યકર્તાને છૂટો કરવાના નિર્ણય ઉપર આવ્યા છો તેને હું સંમત છું.– સંપૂર્ણપણે.

(૨) વારૂ – તેને છુટો કરવા માટે બીજાઓ ઉપર આધાર રાખવાને બદલે વ્યાયામમંદિરના જુના બંધુઓ પાસેથી નિયમીત ફાળો લેવાનો ઠરાવ કર્યો છે; તે પણ બરાબર છે.

(૩) ફાળો માસિક નહિ, પરંતુ વાર્ષિક લેવાનું રાખશો. એવી મારી સૂચના છે. જે ફાળો આવે તેના રીપોર્ટો – બધી જ સંસ્થાઓનો – ટૂંકામાં તૈયાર કરવો. હિસાબ સાથે મળે એવી ગોઠવણ કરવી જરૂરની છે.

(૪) ફાળામાંથી માસિક ૬૦ રૂપિયા જેટલી રકમ તે કાર્યકર્તાને આપવીઃ– જો મુસાફરી કરવાની હોય તો રેલ્વે ભાડું ત્રીજા કલાસનું વધારાનું બીલ પ્રમાણે આપવું.

(૫) માસિક ૬૦ રૂ. જેટલો ફાળો એટલે વર્ષે ૭૫૦ રૂ.– કહો ૯૦૦ જેટલા રૂપિયા ભેગા કરવા જોઇએ. આ કામ દરેક ગામમાં અને પરગામ આપણા બંધુઓ છે તેમની સંખ્યા જોતાં તદ્દન સહેલું ગણાવું જોઇએ.

(૬) છતાં શકય છે કે એકાદ માસ રકમ પૂરતી ભેગી ન થાય એવી સ્થિતિ પણ આવે તેને માટે તમારામાંથી જેઓ કમાતા હોય, અથવા તો તમારા એટલે મંડળના

સભ્યોના કોઇ દોસ્તો યા તો સંબંધીઓમાંથી કોઇ સારૂં કમાતા હોય તેવા બે-ચાર જણા તમારે તૈયાર રાખવા. જેથી તેવે પ્રસંગે તેની પાસેથી પૈસા લઇને કાર્ય કરનારને આપી શકાય. આ બાબત ઘણી જ અગત્યની છે.

દાખલા તરીકે, વડોદરામાં ........ભાઇની દુકાન છે તેમને ત્યાં તમે પૈસા ભરો અને વ્યાજે મૂકવા હોય તો બીજે મૂકો. ત્યાંથી દર માસે કાર્યકર્તા હોય તે માસિક વેતનની રકમ ઉપાડી શકે. એવી ગોઠવણ કરી શકાય.

પરંતુ એકાદ બે માસ રકમ જમા ન થઇ હોય તો પણ .........ભાઈ તેને વેતન પોતાની દુકાનમાંથી આપે એટલા સમયમાં બીજા સભ્યોએ નાણાં જમા કરાવવા પ્રયત્ન કરવા જોઇએ.

(૭) એથી કોઇ વખતે ધારો કે તમે ત્યાંને ત્યાં વ્યવસ્થા ન કરી શકયા અને મુશ્કેલી ઘણી જ નડે એમ લાગતું હોય તો તેવે **અનિવાર્ય** સમયે તમે મને પત્ર લખશો તો હું કાર્યકર્તાના વેતનની રકમ તમને મળે એવી વ્યવસ્થા કરવા પ્રયત્ન કરીશ. હું ધારૂં છું કે, તમને તેની જરૂર તો નહિ જ પડે. છતાં કોઇ વાર જરૂર પડે – કાર્યકર્તાઓને મળે તેમ ન હોય – કોઇ બહાર ગામ ન હોય અને ધારો કે કામ કરનારને ભારે અડચણ પડે તેમ હોય તેવા પ્રસંગ માટે આ સૂચના કરી મૂકું છું.

(૮) **જે કાર્યકર્તા રોકો તેના કાર્યમાં બહુ માથું મારતા નહિ. તેને સ્વતંત્રતા આપજો.** પસંદગી કોની કરવી તે તમારા અખત્યારની વાત છે. પરંતુ જેને પસંદ

કરો તેને પૂરતી છૂટ આપજો. તે વિનાનું કામ સજીવ નહિ થાય એ ખાસ યાદ રાખશો. જેટલી કૃત્રિમ કાયદાઓની પાળો બાંધશો; જેટલો તે માણસને તમારા ઉપર આધાર રાખતો કરી દેશો તેટલું કામને નુકશાન થશે, અંતરના ઉંડાણમાંથી તેને જે પ્રમાણે કાર્ય કરવાની ઊર્મિ અને યોજના ઉઠે તે પ્રમાણે કરવાને માર્ગ કરવો એ તમારી ફરજ છે. તમે તેને વેતન આપીને તેના ઉપર ઉપકાર કરી નાંખો છો એવી ભાવના તમારામાં લાવતા નહિ અને તેને તે લાગે નહિ એ તેને માટે પણ ઉત્તમ છે.

એનો અર્થ, એ વ્યક્તિ નિરંકુશ હશે એવો થતો નથી, તમે તેને સૂચનાઓ કરી શકો છો. તેની જોડે યોજનાની ચર્ચા કરી તમારા વિચારનો તેને બનાવી શકો છો. કામમાં સક્રિય અને **સાચા દીલથી** ભાગ લઇને તમે કાર્યની દિશા નક્કી કરવામાં પણ ભાગ લઇ શકો છો. એ વ્યક્તિએ તમારી સૂચનાઓ વિચારવી જોઇએ. જરૂર હોય તેટલું ઉપયોગી હોય તે બધું તેણે સ્વીકારવું જોઇએ.

(૧) એના કાર્યમાં નીચેની બાબતોનો સમાવેશ થવો જરૂરનો છે પ્રત્યેક સંસ્થાના નાણાંના વહીવટ ઉપર દેખરેખ રાખવી અને બનતાં સુધી દરેક સંસ્થાનો હિસાબ તેણે તૈયાર કરાવવાની કાળજી રાખી બને તો જાતે જ તપાસી જવો યા તો તપાસાવાની ગોઠવણ કરવી.

(૨) વ્યાયામમમંદિરો વચ્ચેનો સંબંધ વધારે ગાઢ કરવો. સંસ્થાઓ સંસ્થાઓના સંસર્ગની તકો ગોઠવવી; હરિફાઇની મેચો ગોઠવવી. એક જ ગામની જુદી જુદી

(આપણા સિવાયની પણ) સંસ્થાઓને ભેગી કરવી (અમુક પ્રસંગોએ) જુદા જુદા ગામની સંસ્થાઓની મુસાફરીઓ ગોઠવવી. હોળીનો કાર્યક્રમ તૈયાર કરવો – કરાવવો – આખા ગુજરાતની હરિફાઇની યોજનાનો અમલ કરવો – છોકરાઓ માટે, સ્ત્રીઓ માટે, સંસ્થાઓ ઉભી કરવા માટે જ્યાં જ્યાં જવાનું થાય ત્યાં ત્યાં મળી શકે તે સ્ત્રી સંચાલકો તૈયાર કરવા, અને તેમના દ્વારા સ્ત્રીઓની સંસ્થાઓ કઢાવવી. તેમની દેખરેખ રાખી બનતી મદદ કરવી.

ટેકરા ટેકરીની રમતો ગોઠવવી. Camping કરવાનું વગેરે. વ્યાયામમંદિરો તરફથી છાપેલું એક વાર્ષિક અંક કાઢવા યત્ન કરવો વગેરે. આ તો આછી રૂપરેખા કેવળ સૂચના ખાતર આપું છું. તમે તેના કરતાં ઘણી વિગતવાર કાર્યની નોંધ કરી જ શકશો એવી મારી ખાત્રી છે.

કાર્ય કરનાર વ્યક્તિના નિર્વાહ માટે જૂના વિદ્યાર્થીઓના ફાળા ઉપરાંત દરેક વ્યાયામમંદિરમાં જો અમદાવાદ જેવો સફળ Co-operative Store ચાલતો હોય તો તેના નફામાંથી પણ અમુક લઈ શકાય એમ મને લાગે છે. એના જેવું બીજું કશું ઉત્તમ નથી, એવો મારો તો દૃઢ અભિપ્રાય છે. તમારી આગળ એ સૂચના મૂકું છું. વિચાર કરીને યોગ્ય લાગે તો અમલ કરશો.

હવે એ કાર્ય કરનાર વિષે મારો અંગત અભિપ્રાય તમને જણાવું છું. મારા અભિપ્રાય પ્રમાણે એ કામ માટે ......ને તમે પસંદ કરો તો વધારે સારૂં.

હાલમાં જૂના વિદ્યાર્થીઓના ફાળાના કામમાં એ રોકાયો હશે એટલે **એને** તમારે આ વાત જણાવવાની જરૂર નથી. કોઇને કદાચ એમ પણ લાગે કે **પોતાના** વેતનના પૈસા પોતે જ ઉઘરાવે છે! આપણો સમાજ વિચિત્ર છે. એટલે તમારે હાલ તરત એને તે જણાવવાની જરૂર નથી.

પરંતુ તમને મારી સૂચના યોગ્ય લાગતી હોય તો જ્યારે માણસ નક્કી કરવા માટે ફરીને મળો ત્યારે એ સવાલ ઉપાડીને તેનો ઉપયોગ કરશો.

બીજું, ...... ને એ કાર્ય માટે છૂટો કરી તેના નિર્વાહની ગોઠવણ કરશો તથા તેને તમને યોગ્ય લાગે તે સૂચના કરી શકશો. જ્યારે જ્યારે બહુ જરૂર જણાય ત્યારે તમે તમારામાંથી જ એક બે જણને છેવટની અપીલ court તરીકે સ્વીકારી શકો છો. યા તો બંને મળીને મારો અભિપ્રાય મંગાવી તેના ઉપર મળીને વિચાર કરી શકો છો. ...... ભાઇ તથા ...... ને પૂછીને તમે નિર્ણય કરી શકો છો.

હાલના સંજોગોમાં મને ...... ભાઇને કાર્ય સોંપવું વધારે યોગ્ય લાગે છે. ફક્ત તેણે રાજકીય કાર્ય બંધ કરી તેમાંથી નિવૃત્ત થઈ વ્યાયામમંડળનું અને તેને લગતું જુવાન લોકોનું બીજું બધું કામ લઇ લેવું જોઇએ.

તમે આ વિષે તમારો અભિપ્રાય મને લખી જણાવશો તથા ...... ભાઇ સંસ્થાઓને એકત્ર કરવાનું કાર્ય કરે પરંતુ તેને મદદ કરવા માટે બીજા ઘણા જુવાનો જોઇશે તેવા કોઇ હોય તેમણે ...... ભાઈ પાસે રહી ટ્રેઈનીંગ

લેવી જરૂરની છે. અભ્યાસ પૂરો થયે અત્રે વ્યાયામમંદિરનો આદર્શ તેને સમજાવે તે પણ એક કેન્દ્ર લઇને ત્યાં વ્યાયામ-મંદિર ચલાવી શકે. એવી બે ચાર સંસ્થાઓ કરી શકે. પછી એકાદ જીલ્લામાં તેને વ્યવસ્થાપક તરીકે મૂકી શકાય.

કાર્યકર્તાઓના અંગત વિકાસ માટે ...... ભાઇના પોતાના અંતર વિકાસની ભારે જરૂર પડશે. ...... ભાઈએ પોતાની દૃષ્ટિ સતત પોતાના અંતર પ્રત્યે જાગ્રત રાખવી પડશે અને પોતાના હેતુ, પ્રાણ, વગેરે વિશુદ્ધ રાખવા મથ્યા જ કરવું પડશે. ભગવાનની મદદ વિના એવી વસ્તુઓ માનવી કરી શકતો નથી. ભલે 'કરી શકું છું' એવી ભ્રમણા સેવે — જેટલે અંશે ભગવાન પ્રત્યે અંતર મળેલું હશે તેટલે અંશે અન્યના વિકાસમાં આપોઆપ મદદ થશે.

બહોળા અનુભવને પરિણામે બંધાયેલો મારો નિર્ણય એ કે, ...... ભાઇને તમે કાર્ય સોંપો; તો તે ભાઇ વિચારે એવી મારી આગ્રહભરી માગણી છે. અને તમે સૌ પણ એનું પાલન કરો એવી મારી નમ્ર સૂચના છે.—

તમારી યોજનાને કોઇ રીતે પણ મદદભૂત થાય એ હેતુથી મારો પત્ર સાથે બીડું છું. તે પત્રની નકલ કરીને, યા તો મૂળ, તમે બંધુઓને વંચાવી શકો છો. **છપાવવાની જરૂર નથી એ ખાસ યાદ રાખશો.** ...... પત્ર વાંચીને તેઓ સહાય કરશે તો તેથી મને ઘણો જ આનંદ થશે. તેમાંથી જેમને મારા પત્રની સચ્ચાઈ વિષે ખાત્રી ન થતી હોય તેમને મારું સરનામું આપીને બારોબાર પોંડીચેરી

પૂછાવી જોવાને તમે કહેશો. એટલે હું જો તેઓ મને પૂછાવશે તો હું તેમને મારો અભિપ્રાય લખી મોકલીશ. હું ધારૂં છું કે એથી તમારો હેતુ સધાશે.

શ્રીઅરવિંદ આશ્રમ, **પોંડીચેરી**, ૭:૬:૧૯૩૧.

*

[ ૨૯ ]

**ભાઇ.........**

**તા** રો ૧૩:૪:૩૩નો પત્ર મળ્યો. માનવમાં માનવતા હોય જ એવી ખાત્રી રાખીને જ કાર્ય કરનારે પોતાનો રસ્તો કરવાનો છે. લોકનેતાઓ પણ બિચારા માણસો જ હોય ને! એટલે અસાધારણતાની આશા પૂરેપૂરી ન ફળે, તો નિરાશ થવાનું કાંઈ કારણ નથી. માણસો એવા જ નીકળશે – અને એવા જ હોય એમ સમજીને જ પોતે લીધેલું કામ, અંતર તરફ નજર રાખીને કાર્યકર્તાએ કરવાનું હોય છે. આવી વખતે જ ગીતાએ કર્મનો આદર્શ કહેલો છે, તે ઘણો ઉપયોગી નીવડે છે. કર્મ કરનાર માણસની નજર જગત પ્રત્યે, સમાજ પ્રત્યે, લોકોના સારા નરસાનાં ધોરણો પ્રત્યે નહિ; પરંતુ પોતાના અંતર પ્રત્યે અને પ્રભુ પ્રત્યે જ હોવી જોઇએ. લોકો શું માગે છે, શેની આશા રાખે છે તે નહિ, પરંતુ પોતાના અંતરમાં શેને માટે સાદ થાય છે, તે તેણે જોવાનું છે.

કહેવાતા નેતાઓ જેલના જીવનમાં પોતાની નિર્બળતાનું પ્રદર્શન કરે, તેથી સાચા દીલના સેવકે, જરાએ પોતાના મનમાં ચલાયમાન થવાનું નથી. એટલે પોતે જો કાંઈ અંતરના સિદ્ધાંતને ખાતર જ કામ કરવા માંડયું હોય, તો બીજા બધાએ માણસો નિર્બળતા દેખાડે, તેથી પોતે તે કામ છોડી દેવું, યા તો છોડવાનો વિચાર કરવો એ ભૂલ છે. પોતાના અંતરની દિશા બદલાય, તો જુદી બાબત છે.

જીવનકાર્ય, આદર્શનો સાદ અને સામાજીક ફરજનો દાવો - પરસ્પર વિરોધી આદર્શો - વિચારો કરો, ધર્મોનો સંકર અને પરિણામે અર્જુનના જેવી અનિશ્ચિત - નિશ્ચય કરવાને અસમર્થ અને 'કલૈબ્ય'વાળી મનોદશા, એમાં તો આખા માનવ જીવનના માનસનો પ્રશ્ન આવી જાય છે. ગીતાએ જે નિર્ણય સૂચવ્યો છે, તે જ સાચો લાગે છે. એટલે કે તેણે જે દિશા બતાવી છે તે દિશામાં જ માનવે ગતિ કરવી જોઇએ.

તારા પત્ર ઉપરથી તો દેશનું કામ કરવાનો તારો વિચાર વધારે દઢ હોય, એમ લાગે છે. અને એમ હોય, તો પછી અર્જુને જેમ પોતાના સગાઓનો વિચાર ક્ષાત્રધર્મ આગળ ગૌણ કર્યો, તેમ જ કરવું વધારે યોગ્ય ગણાય.

પરંતુ એ નિર્ણય પણ જીવનનો પ્રશ્ન ઉકેલવાની અશક્તિને લીધે તો ન જ લેવાવો જોઇએ. આદર્શનું આકર્ષણ થાય, અને માણસ કમાવાની ભાંજગડમાં ન પડે એ સમજી શકાય છે. પરંતુ અશક્તિને તો તેમાં સ્થાન જ ન હોય.

તું તારા પત્રમાં જે થાક લખે છે, તે થાક કામનો નથી. જીવનના અભાવનો – પ્રાણની ઓટનો – એ થાક છે. જીવંત પ્રજામાં કાંઇ નહિ, તો છેવટે મહત્ત્વાકાંક્ષા પણ તેને સાહસ તરફ, ઉપભોગ તરફ, વિજય તરફ, સર્જનનાં કાર્યો તરફ, કળા તરફ, શોધખોળો તરફ પ્રેરે છે.

આપણા જુવાનોમાં પ્રાણની ખામી છે. ભલે તેમને મહત્ત્વાકાંક્ષી થવું હોય તો થઈ બતાવે. હવાઇ જહાજમાં પ્રયોગો કરીને સાહસો ખેડી બતાવે. પોતાની આજુબાજુ પથરાયેલી મૃત્યુની જડતામાંથી જે કાંઇ પણ નવીન ચેતનનો તણખો તે પ્રગટાવી બતાવશે તે ચાલશે. કમાઈ બતાવે, લઢી બતાવે, સંસ્થા કાઢી બતાવે, મહાન સંગઠન કરી બતાવે, આર્થિક પ્રશ્ન ઉકેલી બતાવે. એક જ પ્રશ્ન પોતાના કે પ્રજાના જીવનનો લઇને તેનો ઉકેલ સ્વામી અખંડાનંદે જેમ સસ્તું સાહિત્ય ઉભું કરી બતાવ્યો, તેમ કરી બતાવે તો પણ બસ છે. તું લખે છે તેમ એ થાક નથી પણ પ્રાણની ખામી છે – જીવનની ખોટ છે. આકાશને બાથ ભરે એવી રાક્ષસી મહત્ત્વાકાંક્ષાની ગેરહાજરી છે. એનો ઉપાય એક જ છે. કોઇ પણ રીતે પ્રાણમાં ભરતી આવે એવા ઉપાયો યોજવા. જેનામાં પ્રાણ હોય, તેણે પોતાનું જીવન કાર્ય લઇને, પ્રાણને પ્રગટ કરી મૂર્ત સ્વરૂપે રજુ કરવો. એ સિવાય બીજો રાજમાર્ગ નથી.

તપશાળી વ્યક્તિ કાંઈ નક્કી કરી રાખેલી હોય છે? જે તપ કરે તેના બાપનું છે. પ્રજાઓ અને સમાજો વળી કોઇને માટે થોભતા હશે? તમે શું તપમાં ઓછા નીવડો

એવા છો ? ધારો તો !!!–તમારામાંનો એકેએક ધારે તો વળી નવી જાતની જૂદા જૂદા પ્રકારની સંસ્થા ચલાવી શકે તેવો છે, એ હું બરાબર જાણું છું. કાઢો, એ અંતરમાં અપ્રગટ પડેલું બળ – એ શક્તિ – એ sincerity – દીલની સચ્ચાઈ – એ સમર્પણ, એ સ્વાર્થ ત્યાગ, એ સાચો ભ્રાતૃ-ભાવ, એ શુદ્ધ સેવાવૃત્તિ, એ જાતને ખતમ કરવાની તમન્ના. અને પછી કામ થાય કે ન થાય તેની તમે શા માટે પરવા કરો છો ? એની દરકાર તો બીજાના હાથમાં છે. તમારે ગભરાવાની જરૂર નથી !

બીજા ભાઇઓ વિષે તો કદી આશા છોડી દેવી જ નહિ. કોનામાં કયો અંકુર ક્યારે જાગૃત થાય છે, કેવી રીતે જાગૃત થાય છે, કોને લીધે જાગૃત થાય છે, એ બધી ગહન ગૂંચ તમે જાણતા નથી – જાણી શકો તેમ નથી. માટે બીજા ભાઈઓ વિષે, તેમની અનેકાનેક ત્રુટીઓ, ખામીઓ અને દોષો છતાં, કદી નિરાશ થવું નહિ, એ મારો મુદ્રા-લેખ છે અને હતો.

આપણે કોઈના અંતર વિષે શું જાણીએ છીએ ? કોઈનામાં રહેલી શક્યતા વિષે શું જાણીએ છીએ ? એટલે આ બાબતમાં એ મોટા મુદ્રાલેખ મેં ઘણા અનુભવને અંતે તારવેલા તે તને વિચાર કરવા ખાતર લખી જણાવું છું.

૧. કાર્ય કરનારની દૃષ્ટિ પોતાના અંતર ઉપર જ હોય – હોવી જોઇએ. તેને વારેવારે હોકાયંત્રની માફક જે શલાકા જોવાની છે, તે તેની બહાર કે તેની આજુબાજુ

નથી – બીજાઓમાં નથી – તેના અંતઃકરણમાં છે. ત્યાં જોવું. ત્યાં જ, જોવું.

૨. કામ કરનાર કોઇના પ્રત્યે જવાબદાર નથી – સિવાય પ્રભુ. પ્રભુ આગળ ઉભા રહી શુદ્ધ દાનતથી પોતાના હેતુની, પોતાના એકેએક પગલાની તે ખાત્રી આપી શકે તેમ હોય, તો આખી દુનિયાની તેને પરવા ન હોય તોપણ ચાલે.

૩. ત્રીજો નિયમ ઉમેરી શકાય તે એ કે — બીજા માનવો – માનવો જ છે, એ સમજો અને છતાં દરેકમાં કાંઇ દિવ્ય અંશ પણ રહેલો છે, તે પણ યાદ રાખો. કોઈ પણ વ્યક્તિને તેનાં બહારનાં કામ ઉપરથી, વર્તન ઉપરથી કે હાલની નિર્બળતા ઉપરથી હમેશને માટે હલકી કલ્પી લો નહિ. સર્વે પ્રત્યે સેવાભાવ કેળવી દરેકમાં રહેલ દિવ્ય અંશની સાચા દીલથી સેવા કરો.

અને જાતના તો કડક કામ લેનાર ધણી બનતાં શીખો. બચાવ સાંભળો નહિ ( જાતનો ); પોતાની નિર્બળતાનો મુદ્દલ બચાવ કરવા પ્રયત્ન સુદ્ધાં થવા દો નહિ. કઠણ માલિક ગુલામ પાસેથી લે તેમ જાત પાસેથી નિયંત્રણ ( Discipline ) વસુલ કરો. બીજાને શીખવવાનો સંગીનમાં સંગીન રસ્તો જાતમાં તે તે વસ્તુ સિદ્ધ કરવાનો છે. મૌન જેટલું શીખવે છે, તેટલું વાચા શીખવી શકતી નથી એ યાદ રાખજો. પ્રભુ પર શ્રદ્ધા કાયમ રાખો. તેને જીવનના અંતિમ ધ્યેય તરીકે સ્થાપન કરી શકો તો કરો. તેને મોટામાં મોટી અને નાનામાં નાની મુસ્કેલીઓમાં સાચા દીલથી યાદ કરી

તેની દોરવણી માગો. આટલો બોધ જો હું જ ઉતારૂં, તો બસ છે એમ સમજીને લાંબો થઇ ગયેલો કાગળ પૂરો કરૂં છું.

૨૪ : ૫ : ૧૯૩૩, શ્રીઅરવિંદ આશ્રમ, **પોંડીચેરી.**

*

## [ ૩૦ ]

**ભાઇશ્રી.........**

**આ**પણાં વ્યાયામમંદિરોમાં જે આદર્શો છે, તે બધાં વ્યાયામમંદિરમાં ન સ્વીકારાય તે સમજી શકાય તેવું છે. વ્યાયામમંદિરનું મુખ્ય કામ વ્યાયામ શીખવવો એટલું જ છે, એમ જેઓ માને તેમને તો કોઇપણ પ્રકારે શરીર સારાં થાય, મજબૂત થાય, લોકોમાં શિસ્ત આવે એટલું પૂરતું લાગે એ સંભવિત છે.

પરંતુ આપણે એનાથી કાંઇક આગળ જઇએ છીએ. આપણે એમ માનીએ છીએ કે શરીર કેવળ મજબૂત કરવાથી લાભ થાય છે ખરો, પણ તે ગૌણ બાબત છે. મુખ્ય વસ્તુ માણસ પોતાની શક્તિઓનો કેવો ઉપયોગ કરે છે તે છે. વળી તમે વ્યાયામમંદિરમાંના કેટલાક રાજકીય હેતુથી કાર્ય કરે છે, તેમ જણાવ્યું છે. તે બાબત પણ આપણી નજરે ગૌણ છે.

આ બંને બાબત ઉપર સ્પષ્ટ વિચાર કરવાની જરૂર છે. શરીર મજબૂત કરવું. શિસ્ત પાલન કરવું. સંઘમાં કામ કરવાની વૃત્તિ અને શક્તિ કેળવવી વગેરે અતિ અગત્યનું છે. પરંતુ એ બધી શક્તિઓનો ઉપયોગ કરનાર મન – ચરિત્ર – ખીલવવામાં આવે, તો જ તેમનો સદુપયોગ થાય. આપણા દેશની સ્વતંત્રતા ગઇ, ત્યારે મજબૂત શરીરવાળા માણસોની ખોટ ન હતી. ખોટ હતી ભાવનાશીલ વ્યક્તિઓની, ખોટ હતી હિંદને સમગ્ર રાષ્ટ્ર તરીકે જોનાર દૂરદર્શી દેશભક્તોની. એટલે આપણે શરીરના વિકાસ સાથે અંતરનો વિકાસ યથાશક્તિ કરવાનો જે પ્રયાસ કરીએ છીએ તે જરૂરનો છે. મૂળ તો અમારો વિચાર નિશાળમાં પડતી કેળવણીની ખામીઓ પૂરી પાડવાનો હતો. એટલે અમુક હાથ કામ, સુથારી વગેરે શીખવવાનો પણ વ્યાયામમંદિરમાં ગોઠવણ કરવા અમારો વિચાર હતો. હવે આપણા લોકનિયુક્ત મંત્રીઓના હાથમાં કેળવણી આવી છે. એટલે હવે તે કાર્ય આપણે ગૌણ ગણીશું, તો ચાલશે. પણ આપણા ભાવના-શીલ ચારિત્રવાળા, અને દૃઢ શરીરવાળા યુવકો તૈયાર કરવાનો આદર્શ તો આજે પણ તેટલો જ જરૂરી છે.

રાજકીય કાર્યને ખાતર વ્યાયામની પ્રવૃત્તિ કરવી એ મને તો બરાબર લાગતું નથી. રાજકીય ક્ષેત્રમાં હંમેશાં વિચાર ભેદ અને પદ્ધતિ ભેદ રહેવાનાં. પરિણામે રાજકીય હેતુવાળી સંસ્થાઓ અને તેના સભાસદોમાં પણ આ પ્રમાણે ભાગ પડવાના. આપણે વ્યાયામમંદિરને કોઇપણ એક રાજકીય પક્ષનો ભાગ બનાવી શકતા નથી. આપણા વ્યાયામમંદિરમાં

ગમે તે રાજકીય પક્ષનો માણસ આવી શકે છે અને તેના આદર્શોનો લાભ લઈ શકે છે.

આનો અર્થ આપણી સંસ્થામાં આવતા લોકો રાજકીય કાર્યમાં ભાગ લે, તેને આપણે વખોડી કાઢીશું એવો નથી. આપણા સભાસદોને આપણે તેમની મરજી પ્રમાણે ગમે તે રાજકીય પક્ષમાં જોડાઇને કાર્ય કરવાની છૂટ રાખીએ છીએ. એટલે કે આપણા બંધુઓ રાજકીય પક્ષમાં જોડાય છે, તે વ્યક્તિ તરીકે, આપણે સંસ્થા તરીકે કોઈ પણ પ્રકારનું રાજકીય ધોરણ હંમેશને માટે સ્વીકારતા નથી. આ વસ્તુ-સ્થિતિ આપણી સંસ્થા માટે લાભદાયક છે અને અંતિમ હેતુ સાધવા માટે ઉપયોગી છે. એવો મારો અભિપ્રાય છે.

આપણા બંધુઓ રાજકીય સભાઓમાં સ્વયંસેવક તરીકે — તે પણ વ્યક્તિ તરીકે આપણે સર્વ — તેમને મદદ કરીએ અને મોટી સંખ્યામાં જોડાઇએ પણ ખરા. પરંતુ આપણે સંસ્થા તરીકે કોઈ પણ રાજકીય પક્ષમાં જોડાવું ઇષ્ટ ગણતા નથી. હમણાંની જ પરિસ્થિતિનો દાખલો લઇએ. હાલમાં સુભાષ બાબુ અને મહાસભાના બીજા નેતાઓ વચ્ચે મતભેદ છે. હવે સંસ્થા તરીકે આપણે કોઈ પણ રીતે પક્ષને ટેકો આપવા માગતા નથી. નહિ તો આપણી સંસ્થામાં પણ અત્યારે કાંગ્રેસમાં પડ્યા છે, તેવા ભાગલા પડે અને એ કોઇ પણ રીતે ઇષ્ટ ગણાય નહિ એ દેખીતું છે. આપણું કાર્ય રચનાત્મક (Constructive) છે. અને આપણે રાજકીય મતભેદ ઉપર આપણા કાર્યોનો આરંભ કર્યો જ નથી.

આપણી સંસ્થામાં તો જ્યારે કાંગ્રેસ સરકાર સત્તામાં ન હતી, ત્યારે પણ વફાદાર ફોજદાર માજીસ્ટ્રેટના છોકરાઓ આવી શકતા હતા અને આજે પણ આપણા ચાલકોના રાજકીય મતથી વિરોધી મતવાળા પણ આપણી સંસ્થામાં જરૂર આવી શકે છે, કારણકે આપણી સંસ્થામાં તે રાજકીય કાર્ય માટે નહિ, પરંતુ ચારિત્ર ગઠન માટે અને શારીરિક ઉન્નતિ માટે આવે છે. ચારિત્ર ગઠનમાં દેશભક્તિનો ગુણ તેનામાં કેળવાશે જ. પણ દેશભક્તિ એટલે કાંઇ અમુક રાજકીય પક્ષમાં જોડાવું – એવો અર્થ થતો નથી.

બીજું, આપણી સંસ્થામાં આવનારા વિદ્યાર્થીઓની ઉમ્મર પણ નાની – રાજકીય પક્ષોની નીતિ વિષે અભિપ્રાય બાંધવા માટે કાચી – ગણાય.

વધારામાં રોજ ને રોજ રાજકીય પક્ષોમાં જે કાર્યક્રમ બદલાતા હોય, તેમાં આપણા ભાઇઓ ભાગ લે, એ પણ હમેશાં ઇષ્ટ નથી લાગતું. ઉદાહરણ તરીકે કાંગ્રેસના સભાસદોની ચૂંટણી થનાર હોય, તેમાં પ્રથમ તો કાંગ્રેસ અને તેના વિરોધીઓ વચ્ચે હરિફાઇ ચાલે. તેમાં આપણે સંસ્થા તરીકે કોઈની તરફેણમાં કે વિરૂદ્ધ કામ કરીએ એ મને બરાબર નથી લાગતું. વ્યક્તિ તરીકે દરેકને જે કરવું હોય, તે કરવાની અલબત્ત છૂટ છે.

શ્રીઅરવિંદ આશ્રમ, **પોંડીચેરી**, ૧૯૩૯.

*

## લેખકનાં બીજાં પુસ્તકો

### વિદ્યાર્થીઓને ઉપયોગી

| | |
|---|---|
| પથિકના પત્રો ભા. ૧-૨ | ૧-૧-૦ |
| સંયમ અને ભક્તિમાર્ગ | ૧-૮-૦ |
| દર્પણના ટુકડા | ૧-૦-૦ |

### યોગમાર્ગીઓને ઉપયોગી

| | |
|---|---|
| શ્રીમાતાજી સાથે વાર્તાલાપ | ૨-૦-૦ |
| યોગસાધનાના પાયા ભા.૧-૨ | ૧-૨-૦ |
| યોગ પર દીપ્તિઓ | ૦-૧૦-૦ |
| શ્રી અરવિંદ દર્શને | ૦-૧૦-૦ |

સુચીપત્ર મંગાવોઃ—

**શ્રી અરવિંદ કાર્યાલયઃ આણંદ**



### ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. પ્રેરક વ્યાખ્યાનમાળા | ૦-૭-૦ | ૪. માનવ શરીર વિકાસ | ૧-૮-૦ |
| ૨. રમતોના નિયમો | ૦-૬-૦ | ૫. બોધક પત્રક | ૦-૨-૯ |
| ૩. બંધુ અંબુભાઈના પત્રો | ૦-૯-૦ | ૬. બોધકપત્રકની પૂરવણી | ૦-૧-૦ |

દરેકનું ટપાલ ખર્ચ અલગ સમજવું.

**પ્રકાશનો મળવાનાં ઠેકાણાંઃ—**

૧. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
૨. મોહનલાલ છ. શાહ, અમદાવાદી બજાર, નડિયાદ
૩. સેવા મંડળ, બાલાજી રોડ, સુરત
૪. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા
૫. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, પો. કરાડી. જી. સુરત
૬. રાવજીભાઇ પટેલ, ચ. કે. મંડળ, આણંદ